# व्यभिचार दुःख दर्शक नाटक.

પંચાંકી.

રચીને પ્રસિદ્ધ કરનાર

ઠક્કર સુંદરજી પુંજાભાઇ.

રહીશ રાજકોટ હાલ ધ્રાંગધરા.



અમદાવાદ

આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૩. સન ૧૮૮૭

કિંમત આના.

3279

# व्यभिचार दुःख दर्शक नाटक.

પંચાંકી.

રચીને પ્રસિદ્ધ કરનાર

ઠકર સુંદરજી પુંજાભાઈ.
રહીશ રાજકોટ હાલ ધ્રાંગધરા.



અમદાવાદ
આર્યોદય પ્રેસ.

સંવત્ ૧૯૪૩.

કિંમત ૬ આના.

# પ્રસ્તાવના.

સર્વે શક્તિમાન શૃષ્ટિ કર્ત્તા પરમેશ્વરે ઉત્પન્ન થતાં દરેક મનુષ્યોએ નિતીમાં રહેવું, એવો પ્રતિબંધ બાંધેલો છે, એમ મહા પુરૂષોએ શ્રુતિ સ્મૃતીઓમાં સ્પષ્ટ જણાવેલું છે. તેમજ આપણે પણ એ મહા પુરૂષોનાં વચન ઉપર લક્ષ આપી, વિચાર કરીએ, તો 'વ્યભિચાર' એ શબ્દ ઘણો અનિતીથી ભરપૂર જણાય છે. વ્યભિચારના અનેક અર્થ છે. પરંતુ આ પુસ્તકમાં પરસ્ત્રી ગમન, અથવા ગણિકા ગમનને વ્યભિચાર કહેલો છે; અને વ્યભિચારનો અનિતીમાં સમાવેશ થાય છે.

જે પુરૂષ પરસ્ત્રી સાથે આશક્ત રહી, અનિતિનો અધિકાર પામે છે, તે પુરૂષ કર્ત્તાના કાયદાને ઉલંઘન કરવાથી, આ લોક તથા પરલોકમાં ઇશ્વરી શીક્ષાને પાત્ર થાયછે. મહત્ જનો તેને કુલાંગાર કહેછે.

પુણ્યવાન પિતાએ મેળવેલી આબરૂ તથા દોલત વિગેરેને વ્યભિચારી પુત્ર ખોટા રસ્તે ખરચી, પ્રલય દશાને પહોંચાડે છે. અને પોતે પણ તે વ્યભિચારના સહવાસથી કેવા નઠારા પરિણામને પામે છે, તે વાત આ પુસ્તક વાંચવાથી સ્પષ્ટ જાણવામાં આવશે. પરંતુ વાંચનાર વિદ્વ જનોને વિનંતી, કે આ પુસ્તક વાંચી જે જગોએ યથાયોગ્ય નહિં જણાય, ત્યાં ક્ષમા કરી, દોષ દૃષ્ટિ નહિં કરતાં, ગુણ સંપાદન કરવો એજ યોગ્ય છે.

## श्लोक.

अन्यषांविदुषांवचांसिविमलान्या ऽऽदायसारोतराण्य स्मिन् । पच्चपलीकरोमिकिर्यापक्षंतुंसमर्थाबुधाः ॥ नासूय न्तुलघीयसो ऽसमतयायूयंगुणैरुत्तमानूनंवक्राविशेषानिस्पृह धियःसंतोहिलुब्धागुण ॥

સારના સમુહથી રહેલાં અન્યવિદ્વાનોનાં પવિત્ર વચનને લઈને, આ ગ્રંથમાં જે હું કાંઈપણ ચપળતાપણું કરૂંછું, તે બુદ્ધિવાન વિદ્વજનો ક્ષમા કરવાને સમર્થછો. હું અજ્ઞછું, આપ સમર્થછો તેથી મારૂં તમારૂં સમાનપણું નથી; માટે (લઘીયસઃ) અલ્પ બુદ્ધિવાળો જે હું આ પુસ્તકનો કર્તા બનુંછું, તેથી તમો મારી નિંદા કરશો નહિં. કારણ કે નિશ્ચે કરીને ગુણ વડે કરીને, (પંડિત્યપણા વડે કરીને) શ્રેષ્ટ તથા મુખના વિશેપપણા વડે કરી, ને જેઓ નિસ્પૃહા રહિત બુદ્ધિ છે, એવા મહત્ જનો ગુણમાં લુબ્ધ રહેછે. (શ્રેષ્ટ પુરૂષો દોષ દેખાડતા નથી, પરંત ગુણમાંજ લોભાયલા રહે છે.)

## श्लोक.

दह्यमानाःसुतीक्ष्णेननीचाःपरयशोऽग्निना । अशक्ता स्तत्पदंगन्तुंततोनिंदांप्रकुर्वते ॥

પરયશરૂપિ તીક્ષણ અગ્નિવડે કરી, ને સળગતા નીચ પુરૂષો તેના સ્થાનને પામવાને શક્તિવાન નથી હોતા, માટે નિંદા કરેછે. કાર-

કે નિંદા કરવી એતો પોતાનો સ્વભાવજ છે. (જે પુરૂષની કીર્ત્તિ શાઓમાં વ્યાપિ રહિછે, તેને જોઇ દુષ્ટ બુદ્ધિવાળા નીચ જન પોની કીર્ત્તિ વધારવાને સમર્થ હોતા નથી, પરંતુ અન્યની કીર્ત્તિ સાંભી પોતાનાં અંતઃકરણ પ્રજાળે છે; ને જેની કીર્ત્તિ સારી હોય, તેમાણુસોની નિંદા કર્યા કરેછે. એ નીચ જનનો સનાતન ધર્મછે.)

લી. સેવક

સુંદરજી પુંજાભાઇ.

ગ્રંથ કર્ત્તા.



## પાત્રોનાં નામ.

સુત્રધાર........................નાટક ભજવનાર.
નટી........................તેની સ્ત્રી.
મોતીચંદ........................એક વાણીઓ.
કમળા........................તેની સ્ત્રી.
કુબુદ્ધિ........................તેનો દીકરો.
નફટચંદ
રંગલાલ
ચતુરશાહ } ........................કુબુદ્ધિના મિત્ર.
કપૂર કુંવર........................નાયકા.
ચંચળા........................તેની દાસી.
શેરખાં........................એક સિપાઈ.

## મદિરાક્ષી ખેલના પાત્રો.

મદિરાક્ષી........................નાયકા.
દાસી........................તેની ગોલી.
જલાલુદીન........................એક સીપાઇ.
મદન........................વાણીઓ.
સોમચંદ........................તેનો બાપ.
ચંદ્રિકા........................તેની મા.
લક્ષ્મી........................તેની સ્ત્રી.
દેવદત્ત........................એક બ્રાહ્મણ.

# व्यभिचार दुःख दर्शक नाटक.

## અંક ૧ લો.—પ્રવેશ ૧ લો.

સ્થળ નાટક શાળા.

### મંગળા ચરણ.

### લાવણી.

(ખુશ રહો સનમજા, મેરા બિધાતા બેરી એ રાગ).

જય જય જગ નાયક, લાયક નિતી દાઈ;
પ્રતિ પાલક પૂર્ણ પ્રતાપી, સઘ સહાઇ. ૧
જય નિર અંજન, જન રંજન રચના કર્તા,
જય વિશ્વ વિલાશી નાથ, સુખને ભર્તા. ૨
જય ખલક તણી સહુ, ખામીને હરનારા;
જય ધર્મ ધુરંધર અમી, દ્રષ્ટિ ધરનારા. ૩
જય અકળિત કળ કળનાર કૃપાળુ સ્વામી,
પ્રભુ નામુ ચરણે શીશ, ઇશ બહુ નામી. ૪

### ઠુમરી.

( છઇઆં છઈઆં છઇઆંરે, દોનું હાડે કદમકી છઈઆં એ રાગ. )

વિભુ વંદુછું કર બે જોડી,

ચરણુ કમળમાં ચીત્ત ચોડીરે; વિભુ૦ ટેક.
જય જય જય પ્રભુ મંગળકારી,
વિઘ્ન સર્વ વછોડીરે. વિભુ૦ ૧
પૂર્ણ કૃપાળુ જય પ્રતિ પાળુ,
શર્ણે આવ્યોછું દોડીરે; વિભુ૦ ૨
કામ કઠણ આદર્યું નથી કાંઇ–
માલ મારામાં કોડીરે; વિભુ૦ ૩
દુસ્તર સાગર તરવો જેમાં;
હરી હરી એ હોડી રે; વિભુ૦ ૪
આશરો એકજ સાચો તમારો;
માટે મતિ દિયો રૂડી રે. વિભુ૦ ૫
જેથી કરી કાંઈ એવા જનોની,
નાસે નિતી કૂડી રે; વિભુ૦ ૬
વિવેક સાગર છો તમે જેથી;
ઉચ્ચારૂં વાણી થોડીરે. વિભુ૦ ૭
આશ પુરો પ્રભુ સુંદર સ્વામી;
સુંદરતામાં ખોળી રે. વિભુ૦ ૮

(નાંદી થઇ રહ્યા બાદ.)

**સુત્રધાર**—અહો ! આર્ય ગૃહસ્થો, આ વખતે આપ સાહેબોને આ રમણ્ય રંગ ભૂમીમાં બિરાજમાન થએલા જોઈ, મને એટલી ખુશી ઉત્પન્ન થાયછે કે, જેતું બયાન કરવા હું શક્તિવાન નથી.

આ વખત, આપ મહેરબાનોને તસ્દી આપવાનો હેતુ ફક્ત

એટલોજ છે, કે ગમ્મત સાથ ગંભિર જ્ઞાન આપનાર, દુષ્ટ વ્યભિચારીઓને અઘોર પાપની સરિતામાંથી તારનાર, તેમજ રસીકોને રસ મગ્ન કરનાર, એવું જે વ્યભિચાર દુઃખ દર્શક નાટક, તે હું ભજવી બતાવી આપ ગુણજ્ઞ ગૃહસ્થોને આનંદીત કરવા ચાહુંછું; તો કૃપા કરી શરૂઆતથી આખર સુધી તેનું અવલોકન કરશો. ને તેની અંદર જે કાંઇ ભૂલ ચૂક આવે, તેને માટે ક્ષમા કરશો. (નટીને) પ્રાણ પ્રીયા, વાજીંત્ર લઇ વહેલી આવ.

**નટી**—(પ્રવેશ કરીને) સ્વામીનાથ, શું આજ્ઞાછે ?

**સૂત્રધાર**—પ્રીયા, આજે આપણે વ્યભિચાર દુઃખદર્શક નાટકનો ખેલ ભજવવાનોછે; જેની અંદર એક અમુક ગમાર દુષ્ટ ચાલે ચાલવાથી, કેવો દુઃખી થયોછે, તેનો ચીતાર આવશે. માટે સભાસદોના દીલ ખુશ થાય, એવું મનોહર ગાયન ગા.

**નટી**—બહુ સારૂં, જેવી આજ્ઞા.

(ગાયછે.)

## ઠુમરી.

(જોગી જોગન બનાકે જોગી કયાં ગયોરે એ રાગ.)

જુઓ જુઓ વિલાશી નિશી પતી રે,<br>
પાપે થઇ શી બુરી ગતી. જુઓ૦ ટેક.<br>
અગણિત તારા આભમાં ઓપે,<br>
લોપે સર્વ તણી રતિ રે. જુઓ૦ ૧<br>
અમૃત મય રૂડું અંગજ જેનું,<br>
રોપ્યો શિવે મસ્તક પ્રતિરે. જુઓ૦ ૨

આમ ઉત્તરોત્તર મોટાઈ જેની,
તોય કરી ગાઠી મતિ રે. જુઓ૦ ૩
કલંકને ક્ષય પામ્યો, એવું,
ફળ કરવે 'હિંણી ગતિ રે. જુઓ૦ ૪

**સુત્રધાર**—હાહા! પ્રિયે, તારૂં કહેલું સત્ય છે; કેમકે પ્રાચીન કાળમાં પણ પરસ્ત્રીમાં લુબ્ધ થનારા પુરૂષો, પાયમાલ થઇ ગયા સાંભળ્યા છે, ને હાલના જમાનામાં પણ, વ્યભિચારી પુરૂષો મહા દુઃખ પામી, નર્ક નિવાશી થાયછે.

(નિષ્ક્રાંત.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ રત્નપુરીમાં કુબુદ્ધિની ખાનગી બેઠક.

કુબુદ્ધિ, નફટચંદ.

**કુબુદ્ધિ**—અહો! મિત્ર, મેં ઘણી સ્ત્રીઓ સાથે મેળાપ કર્યો, ઘણી સાથે રંગ માણ્યો, ઘણીનો સ્વાદ લૂંટયો, ઘણી સાથે દોસ્તી કરીને ઘણો એશ આરામ ભોગવ્યો; પણ આ કપટ કુંવર આગળ બધી બાબત તુચ્છ. વાહ! શું એનું રૂપછે, કે શું એનું મધુર બોલવુંછે, કે શું એનો વિલાશ, કે શું એનો ભાવ બતાવવો, કે શું એનું હાસ્ય, કે શું એની પ્રીત. વાહ! કપટ કુંવર વાહ!! વાહ! પ્રીતિની મૂર્તિ વાહ!!

**નફટચંદ**—પ્રીય મિત્ર, એ સઘળું અન્યોઅન્યછે; કેમકે જેવી રીતે આપ તેના વખાણ કરો છો, તેવીજ રીતે તે પણ આપના વખાણ કરેછે.

**કુબુદ્ધિ**—વારૂ, તમે કેમ જાણ્યું ?

**નફટચંદ**—મને તે આજે મળી હતી, અને તે વખત, તે પણ તમારી માફક તમારા વખાણ કરતી હતી; ને કહેતી હતી, કે શેઠ આજે બીલકુલ આવ્યા નથી. તો જલદી મોકલજો, કેમકે તેના વિના મને બીલકુલ ચેન પડતું નથી; તેમજ હજુ સૂધી મેં ખાધું પણ નથી.

**કુબુદ્ધિ**—(મનમાં) વાહ! પ્રીય રસીલી વાહ!! શાબાશછે તને, કે મારાવિના તને ખાવુંપણ ગમતું નથી. ખરેખર, પ્રીતની જાણનારી તુંજછે. (મોટેથી) મિત્ર, મને પણ તેમજછે; કેમકે મેં પણ આજે હજુસૂધી ખાધું નથી. હું પણ જયારે એકવખતે ઈંદુ મુખીને મળી આવું, ત્યારેજ મને ખાવાનું પસંદ પડેછે. પણ કાંઇ કારણસર જવાનું બન્યું નથી.

**નફટચંદ**—વળી શું છે?

**કુબુદ્ધિ**—પ્રીય મિત્ર, મેં તેને એક જડાવ ગંઠો આપવાને વચન આપેલછે; પરંતુ ગઈ કાલે હું અને મારી માસુકડી કપટ કુંવર ચમન બાગમાં ફરવા ગયાં હતાં, ત્યાં જરા નિશાબાજીની એશમાં જડાવગંઠો, તથા પ્રીય રસીલી તરફથી હમેશાં યાદગીરી રહેવા ખાતર એક અમુલ્ય મુદ્રિકા બક્ષીશ મળી હતી તે, તેમજ સોનાનું કિમતી ઘડિઆળ, તે કોઈ હરામખોર લેઇ ગયો. જેની મને ખબર નથી, કે તે કોણ લેઈ ગયું. જેથી કરી પ્રાણ પ્રીયાને જે ગંઠો આપ-

વા ધારેલ, તે જતાં તેને બદલે એવો શું દાગીનો આપું, કે જેથી એ વિધુવદની પ્રસંન્ન રહે; આમ વિચારમાં ને વિચારમાં જવાનું બન્યું નથી.

**નકૂટચંદ**—અહો! એમાં શું!! ગંઠો ખોવાયોતો જાહાનમમાં ગયો; તેના બદલે બીજો દાગીનો આપો.

**કુબુદ્ધિ**—મારી પાસે એવો કાંઇ પણ દાગીનો નથી; મોતીનો હાર હતો, તે પણ કપડવાળાને પૈસા આપવા માટે ઘરેણે મૂકેલછે; ને બીજા દાગીનાઓ પ્રથમના વખતમાં વેચી ખાધાછે. તેમજ પિતાજી પાસે માગવાથી તેઓ પણ આપે તેમ નથી.

**નકૂટચંદ**—દાગીના ન હોય તો બીજા ઘડાવો, અને એમાંથી આપજો.

**કુબુદ્ધિ**—બીજા દાગીના ઘડાવવાને તો કાંઇ હરકત નથી; પરંતુ પૈસાવિના શી રીતે બને?

**નકૂટચંદ**—પૈસા જોઇએ તો લલ્લુશાહ ઉપર પિતાજીના નામની ચીઠી લખી મગાવો.

**કુબુદ્ધિ**—અરે! એના સાત હજાર રૂપીઆ તો લેઈ ચુકયો, અને તે બાબત પિતાજીને ખબર પડવાથી લલ્લુશાહને ચોખ્ખી ના પાડીછે, કે હવે પછી કુબુદ્ધિને કાંઇ પણ આપશો નહીં. એટલે એવો કોઈ પણ જાતનો ઇલાજ લાગુ પડે તેમ નથી.

**નકૂટચંદ**—વારૂ, તમારી સ્ત્રી પાસે ઘરેણું છે કે નહીં?

**કુબુદ્ધિ**—તેની પાસે ઘરેણું તો ઘણું એછે, પણ તે શા કામનું!

**નકૂટચંદ**—કામનું નહીં કેમ?

કુબુદ્ધિ—હું તેની સાથે બોલતો નથી, કેમકે તે મને ઘણીજ અપ્રીય લાગે છે.

નકુટચંદ—નથી બોલતા, અને અપ્રીયછે, તોપણ શું? કેમકે જે માણસનું આપણે કામ હોય, તે માણસ આપણો દુશ્મન હોય, તોપણ તેની સાથે દોસ્તી કરી, આપણું કામ સાધી લેવું, એ પણ એક ચતુરાઈનું લક્ષણછે; અને સ્રીઓને ફોસલાવવી એતો સહેજછે.

કુબુદ્ધિ—વારૂ, પણ તે મને ઘરેણું શી રીતે આપે?

નકુટચંદ—તેને કહેવું, કે તારી પાશે જે નાના દાગીનાછે, તે મને પ્રીય નથી; અને મોટા કરાવી આપવાની મારી મરજી છે. માટે લાવ, સોની પાસે ફરી ઘડાવીએ. એમ કહેશો, એટલે તે જરૂર આપશે. ને કદાચ એમ કરતાં ન આપે તો, રાતે સુતી હોય, ત્યારે ગુપ્તરીતે કાઢી લેવા.

કુબુદ્ધિ—હા! હા!! મિત્ર, તમોએ એ રસ્તો ઘણો સારો બતાવ્યો. અને એથી ફરી મારી મુરાદ બરલાવી શકીશ.

નકુટચંદ—હવે હું રજા લેઊંછું.

કુબુદ્ધિ—ઠીક બહુ સારૂ.

(નિષ્કાંત.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ મધુમુખીનું શયનગ્રહ.

કુબુદ્ધિ, મધુમુખી.

કુબુદ્ધિ—મારો પલંગ કેમ બીછાવ્યો નથી?

મધુમુખી—(મનમાં) અહો! આજે શું થવાનું, આજે મને કેમ બોલાવી, તેમજ સુવાનું કહ્યું? હું જાણુંછું મારી ગ્રહ પીડા ગઇ, ને હવે સારી દશા બેઠી, ને એથી એમની સવળી મતિ થઈ. (મોટેથી) આ મોટો પલંગ બીછાવુંછું.

કુબુદ્ધિ—(સુઇને) લે અહીંઆંતો આવ?

મધુમુખી—અહીંઆં ઠીકછે.

કુબુદ્ધિ—અહીંઆં આવતો ખરી, વાત કહું.

મધુમુખી—(પાસે જઈને) કેમ શું કહોછો?

કુબુદ્ધિ—(હાથઝાલી પલંગપર બેસાડીને) આજ બરાબર આનંદમાં કેમ જણાતી નથી?

મધુમુખી—આજતો મારે ઘણો આનંદછે; કેમકે હું દાસીપર આપે કૃપા કરી, જેથી હું ધારૂંછું, કે હવે મારા સર્વ દુઃખનો નાશ થયો!!

કુબુદ્ધિ—પ્રીયે, તુંતો મારા પ્રાણ તુલ્યછે. પણ ફક્ત તારાથી છુટું દીલ રહેલું, એથી આંચકો ખવાતો હતો. બાકી ખરૂં સુખતો તારાથીજછે, એમ હું સારી રીતે સમજુંછું.

પણ તું આજે નાખુશ હોય, એમ તારા કપડાં પરથીજ જણાય છે.

મધુમુખી—કપડાંતો હમેશાં પહેરૂંછું એજછે. આજે કાંઈ રોજથી ખરાબ નથી.

કુબુદ્ધિ—હા, પણ તું કહેછે, કે આજેતો આનંદછે, ત્યારે તો કાંઈ સારાં કપડાં પહેરવાં જોઈએ.

મધુમુખી—તમારી કરૂણાછે, તો સઘળું સારૂંજ છે.

કુબુદ્ધિ—ઠીક, લે તારે માટે કાલે એક જરીઆની સાડી લાવી આપીશ.

મધુમુખી—(મનમાં) આજે કોઇએ પૂરે પૂરી અસર કરી જણાય છે, નહીંતર આવું મન થવું કયાંથી! (મોટેથી) હું તો આપની દાસીછું. તમારી કરૂણાની નજરછે, તો મારે જે જોઇએ તે છે. તમો દયાળુની આધીનતામાં મારે કોઈ તરફના સુખની ખામી હોય નહીં.

કુબુદ્ધિ—નહિં નહિં, એ તું શું બોલેછે? લુગડાં લતાં, અને ઘરેણું એતો પહેરવા માટેજ બનાવેલછે. વારૂ, પણ આજે ચોરસી કેમ પહેરી નથી?

મધુમુખી—ચગદાનું નાકું ભાગી ગયુંછે, જેથી પહેરતી નથી.

કુબુદ્ધિ—જોઈ, જોઈ, કેટલુંક ભાગી ગયુંછે? તો, લે કાલે સોની પાસે સમું કરાવીએ.

મધુમુખી—અત્યારે તો પેટીમાં પડ્યુંછે, સવારે વાત.

કુબુદ્ધિ—લાવ, હું જોઉં તો ખરો.

મધુમુખી—લ્યો આપું, (એમ કહી પેટી ઉઘાડી આપેછે.)

કુબુદ્ધિ—(જોઇને) ઠીક, લે સવારે વાત. બીજું આ ડબામાં શુંછે?

મધુમુખી—એમાંતો મોતીની માળા, અને ચંદ્રહારછે.

કુબુદ્ધિ—એ પણ બાર રાખજે, કેમકે એમાં પણ લાલ અને લીલમ નખાવશું.

મધુમુખી—અત્યારે બહાર રાખવાનું શું પ્રયોજનછે! તમારી એમ

ખુશી થઈતો સવારે જાવ, ત્યારે લેઇ જજો.

કુબુધ્ધિ—હા હા, બરાબર, સવારે વાત. (થોડી વાર રહી) હવે મને તો ઉંઘ આવેછે.

મધુમુખી—ત્યારે તમે પોઢી રહો.

(સુઈ ઉઠીને.)

કુબુધ્ધિ—અહો! સવારતો પડી ગઈ, હવે હું દુકાને જાઉં. સાચે લે સાંભર્યું! પેલું ઘરેણું સમું કરવુંછે તે લાવ.

મધુમુખી—થશે એતો, શી ઉતાવળ છે.

કુબુદ્ધિ—પહેરવાનો સમો તો આજ છે. પછી ઘાલી મૂકી શું કામ આવવાનું છે? આપણા કુટુંબીઓમાં વિવાહ પણ નજીક આવ્યા, તો ત્યાં સૂધીમાં કરાવી લેઈએ.

મધુમુખી—(મનમાં) આને આપું તો ખરી, પણ લેઈ જઈને ક્યાંઈક ઉફાનમાં ઉડાવી નાખે તો? ને વળી હું નહિં આપું, તો પણ દુઃખ છે. કેમકે માંડમાંડ ઠેકાણે આવેલ છે, અને જો છટકશે, તો ઠેકાણે આવવા મુસ્કેલ છે; તેમજ તે વળી ગમે તે યુક્તિથી લેઈ લેશે. જો તેણે લેવું ધાર્યું હશે, તો અહિંથી નહિં તો દુકાનમાંથી ઉડાવ કરશે. (એમ વિચાર કરેછે તેવામાં).

કુબુદ્ધિ—કેમ, શું વિચારમાં પડી ગઈ? શું તને કાંઈ મારો વહેમ આવેછે? જો એમ હોય તો રહેવા દે.

મધુમુખી—પ્રાણનાથ, એ શું બોલો છો? મારે આપના વિશે એવો વિચાર હોય? ઘરેણું તો શું, પણ હું પણ આપનીજ

છોંને. (એમ કહી આપેછે.)

કુબુદ્ધિ—(મનમાં) અહા! આ ઉમદા દાગીના, મારી પ્રાણ પ્યારી કપટકુંવરનાજ મનોહર, અને મૃદુ શરીર ઉપર શોભે! આ સર્વે એનેજ યોગ્ય છે; લે ત્યારે એનેજ આપી આવું.

(નિષ્ક્રાંત)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ કપટકુંવરની મેડી.

કપટકુંવર, ચંચળા, પાછળથી કુબુદ્ધિ.

**કપટકુંવર**—પ્રીય દાસી ચંચળા, કુબુદ્ધિ કાલના આવ્યા નથી. વારૂ, તે કેમ નહિં આવ્યા હોય?!

**ચંચળા**—બાઈ સાહેબ, એ કાંઇ કામ પ્રસંગે રોકાયા હશે, નહિતર આવ્યા વિના રહે નહિં.

**કપટકુંવર**—વારૂ, પેલું કોણ આવે છે?

**ચંચળા**—બાઇ સાહેબ, એતો એજ; પણ કાંઈ ખુશી થતા થતા આવે છે.

**કપટકુંવર**—વારૂ, આપણે ગંઠો મગાવ્યો હતો, તે લાવ્યા હશે કે શું?

**ચંચળા**—હા હા, લાગેછે તો એમ; કેમકે કાંઈ બગલમાં ઘાલી ઉમંગથી આવેછે.

**કપટકુંવર**—મારૂં સાજ લાવ, એને માટે એક ગાયન ગાઇએ.

**ચંચળા**—બાઇ સાહેબ, એ ઉપાય આપે સારો શોધ્યો, કેમકે એ એમ સમજશે, કે વાંસેથી પણ મારાજ ગુણનું ગાન કરેછે.

**કપટકુંવર**—હા હા તો વળી.

(સાજ લેઈ આલાપ કરી.)

(પૂર્ણ થયો છે ખેલ એ રાગ.)

આશક હે દીલજાન,
કુબુદ્ધિ આશક હે દીલજાન. ટેક.
મોહોબત મેં તેરી આગળ નિશ્ચે,
તુચ્છ હે જુઠી જહાન. કુબુદ્ધિ૦ ૧
મોજમજા ત્યમ સુખ તો સઘળા,
એહી પર હે કુરબાન. કુબુદ્ધિ૦ ૨
પ્રેમ રસીલે છેલ છબીલે,
ઉદાર ધરકી જુવાન. કુબુદ્ધિ૦ ૩
એસે આશક મિલે મુજકો,
ઈશક ધરૂં મેં ગુમાન. કુબુદ્ધિ૦ ૪
એહિ બીન તો કદી કલ ન પરત હે,
પલ પલ હોત હેરાન. કુબુદ્ધિ૦ ૫
લઇ આવ જલદી દાસી ઉનકો,
નહિં કે તજુંગી પ્રાન. કુબુદ્ધિ૦ ૬

**કુબુદ્ધિ**—(બે ઘડી ગાયન સાંભળી, મનમાં) વાહ! એનો પ્રેમ મારા ઉપર કેવો છે!! (એકદમ ઉપર ચડી જઈને) વાહ! મારી પ્યારી વાહ!! દુનિયામાં ખરી પ્રેમીલી તુંજ છે; તારા સરખી પ્રીતવાળી મેં કોઇપણ દીઠી નહિ. લે, આ તારા માટે ઘરેણું લાવ્યો છું, તે પહેરી તારા સુંદર શરીરને શોભાવ. તેં જે ગંઠો માગ્યો હતો, તેતો આપણી બં-

ગીચાની એશમાં ખોવાયો.

કપટકુંવર—હેં હેં! શું મને આપવા કહેલ તે ગંઠો ખોવાયો!! હતો તો કિંમતી. તો એની ગોત તો કરવી હતી?

કુબુધ્ધિ—હા ગોત તો કરશું. જો હાથ લાગે તો ભલે, નહિંતર તારા પરથી જાહાનમમાં ગયો.

કપટકુંવર—વાહ! ઉદાર વાહ!! મારા ધન્ય ભાગ્ય છે, જે તમારા સરખા દોસ્ત મળ્યા. વારૂ, આ બધા ઘરેણાની શી જરૂર હતી?

કુબુધ્ધિ—નહિં જરૂર હતી, તો પછી શું કામ આવવાનું હતું? હું તો ફક્ત તને પહેરતી જોઉં, એજ મારી માયાનું સફળપણું છે.

કપટકુંવર—ઠીક, બહુ સારૂ. લાવો ત્યારે પહેરૂં વારૂ, પણ તમે આ ઘરેણું શી રીતે, અને ક્યાંથી લાવ્યા?

કુબુધ્ધિ—ક્યાંથી શું? એ રાંડ શંખણી આગળથી લાવ્યો. આજે તો એની સાથે બોલ્યો, ને તેને કહ્યું, જે આ ઘરેણું મોટું ઘડાવવાનો મારો વિચાર છે. એમ ફોસલાવીને હું લેઇ આવ્યો.

કપટકુંવર—વાહ! યુક્તિ તો સારી કરી, વારૂ, રાતે તેની સાથે મજા તો સારી પડી હશે?

કુબુધ્ધિ—અરે! એનું નામ મૂક. આતો ફક્ત તારા માટેજ તેની પાસે જવું પડ્યું હતું; બાકી પ્યારી કપટકુંવરની દામી કાંઈ આવવાની છે! (એમ કહી બાથ ભરી ચુંબન કરેછે.)

કપટકુંવર—વાહ પ્રિય શેઠ! આ તમારો પ્રેમ, તેનું નામજ પ્રેમ;

તેમ આનું નામજ ઇસ્ક. તમે આજે રાતે ન આવ્યા, તેથી મને ચેન ન પડયું; તેગજ ભોજન પણ ન ભાવ્યું.

કુબુધ્ધિ—મારી પ્યારી, શું તેં નથી ખાધું! ત્યારે તો તું જમીલે.

કપટ કુંવર—હા, તમે જમશો ત્યારેજતો.

કુબુધ્ધિ—ઠીક લે ચાલ ત્યારે. ( અરસ પરસ ભોજન કરી, મસ્ત બની આનંદ ક્રીડા કરી, કુબુદ્ધિ પોતાના ઘર તરફ આવેછે.)

( નિષ્ક્રાંત. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ મોતીચંદનું ઘર.

મોતીચંદ, કમળા, પાછળથી ચતુરશાહ.

કમળા—પ્રિયે પ્રાણનાથ, આપના હુકમ મુજબ વર્તનારી, તેમજ આપનું સુશોભિત ચંદ્ર મુખ જોઈને ખુશી થનારી દાસી, આપને ઘણીજ નમ્રતાથી વિનતી કરેછે, કે અહરનિશ આનંદને ઈચ્છનાર, સકળ જન પ્રિયકર, મધુર ને રસીક વચનો ઉચરનાર એવા જે આપ, તેને એવું શું કઠણ કારણ આવી પડયું છે, કે જેથી આનંદ રસીકતાનો ત્યાગ કરી, પરમ પીડના ગંભિર વિચારમાં લિન થયાછો ?

મોતીચંદ—હે ગુણી શ્યામા, તું જાણેછે, જે દ્રવ્ય તરફનું આપણે કાંઈ પણ દુઃખ નથી; તેમ પૂર્વે પુન્યથી આપણી આબરૂ પણ ઠીક છે. અને એ કીર્તિમાંજ ખરૂં સુખછે, એમ હું માનુંછું. પણ અરે ! એ ઉજવળ કીર્તિને માથે નાદાન બુદ્ધિના કુબુદ્ધિએ પોતાના દુર્ગુણોથી મોટું કલંક લગાડયું,

કેમકે થોડા દિવસ પહેલાં પેલી છટેલ નાયકીના ઘરમાંથી પકડાયો હતો; અને જે વખતે તેના (નાયકીના) સગા વાલાઓએ કેટલોએક માર મારી, કેદમાં બેસાડવા પ્રયત્ન કરેલ; પરંતુ તે વખતે હું ત્યાં જઇ ચડવાથી મારી શરમને લીધે, છોડી મૂકેલ. તોપણ હાલ એક કપટ કુંવર નામની નાયકાની છોકરીને રાખેલ છે. તેઓ ગઇ કાલે બન્ને ચમન બાગમાં નીશો કરી, બેભાન સ્થિતીમાં પડ્યાં હતાં; ને એવી સ્થિતીમાં જડાવ ગંઠો, અને હાથની પહોંચીઓ અને સોનાનું કિંમતી ઘડિઆળ ગુમાવ્યું. તેમજ કેટલીએક ધમાધમ કરવાથી પોલીસને સ્વાધીન થયેલ; પરંતુ તે વખતે મારો મિત્ર મોહનલાલ હાજર હોવાથી કેટલીએક રીતે સિપાઇઓને આજીજી કરી છોડાવ્યો તોપણ તે ચંડાળ પોતાના દૂર્ગુણોનો ત્યાગ કરે, એમ જણાતું નથી. આથી કરી મારા અંતઃકરણમાં અગ્નિની જ્વાળાઓ પ્રગટ થયા કરેછે. કેમકે જે પુત્રને વિશે અભિલાષા ધારેલી જે, તે પુત્ર ગુણવાન થશે, અને દુકાનનું કામ સારી રીતે ઉપાડી લેઇ, પૈસો મેળવી, સારે રસ્તે વાપરશે; ને આબરૂ વધારી આપણને સંતોષને સુખ આપશે. આવી આવી અભિલાષાથી મેં તેને કેટલીક મોજ કરાવી, પૈસો પણ તેના ઉપરથી કુરબાન કર્યો. પણ સર્વ નિષ્ફળ ગયું; અને એ બે શરમને કાંઇ લાજ નથી. આ સંતાપના વિચારમાંજ હું ગુંથાયોછું. હવે એવો શું ઇલાજ કરવો, કે જેથી આટલેથીએ એની પાપીષ્ટ ચાલ છોડે ?

**કમળા**—પ્રાણનાથ, કુબુધ્ધિને આપણે કહેવું તે કરતાં તેના કોઇ સ્નેહી પાસે કહેવરાવીએ, અને જો સુભાગ્યે સારી શીખામણ માન્ય કરે, તો વધારે સારૂં.

**મોતીચંદ**—અરે! એને શીખામણ શું અપાવીએ!! જેને માથે ઉપર પ્રમાણે વીતી, તોપણ અસર થઈ નહિ; તો શીખામણથી શું અસર થશે!

**કમળા**—તોપણ કહેવરાવી તો જુઓ.

**મોતીચંદ**—અરે! એનો એવો કયો મિત્ર છે, કે તેને આવાં દુષ્ટ કર્મથી મૂક્ત કરે?

**કમળા**—તેના બીજા મિત્રોતો તેના જેવાજ છે, પણ ચતુરશાહ અકલવાળો અને બોજ પડતો માણસ છે. જેથી તેનું કહ્યું માની ખરાબ ચાલ છોડે તો સારૂં. ( ચતુરશાહને આવતો જોઇને )

**મોતીચંદ**—'પ્રીયા, એ પેલો ચતુરશાહ આવે. ( ચતુરશાહ પ્રવેશ કરેછે ) આવો ભાઈ, ખુશીમાં તો ખરા.

**ચતુરશાહ**—હા કાકા સાહેબ, વારૂ, પણ તમો કાંઇ દીલગીરીમાં હો, એવું જણાય છે.

**મોતીચંદ**—હા ભાઈ, આ તારૂં ધારવું વ્યાજબી છે. તને માલમ તો હશે, કે આમારો એકનો એક પુત્ર કુબુદ્ધિ બુરા ફંદમાં ફસ્યો છે. અને આથી કરી મારી ઇજતને માથે બટો લાગ્યો તેમજ લાગશે. વારૂ, પણ એ પાપ કર્મથી શું દશા આવવાની હશે! એ દીલગીરી મને અતિશય પીડેછે; અને

એને માટે વળી હું વિચાર કરૂંછું કે તમારી મારફત શી ખામણના બે વેણ *કહેવરાવીએ તો ઠીક.

ચતુરશાહ—હા કાકા, આપ કહોછો તે ઠીક છે. પણ હવે તમારે તેની પાસેથી કેટલોએક વહીવટ અને અખત્યાર લેઈ લેવો જોઈએ.

મોતીચંદ—તમારૂં કહેવું સત્ય છે; હું પણ એજ પેરવીમાં છઉં. તોપણ તે મારૂં અને તેનું હીત જાણી તેના દુષ્ટ કર્મનો ત્યાગ કરે તો વધારે સારૂં; અને એ બાબત તમારે પણ સારી રીતે શીખામણ આપવી.

ચતુરશાહ—બહુ સારૂં, મારાથી બનશે તો તેને એ નઠારા કૃત્યથી દુર કરીશ. પછી તેના કિસ્મત. તમે ચિંતા કરશો નહિં. હવે હું રજા લેઉંછઉં.

મોતીચંદ—ભલે પધારો, પણ મેં કહ્યું તે ભૂલવું નહિં.

( નિષ્ક્રાંત )

## પ્રથમ અંક સમાપ્ત.

# અંક બીજો — પ્રવેશ ૧ લો.

## સ્થળ ચતુરશાહનો બેઠક.

ચતુરશાહ એકલો પાછળથી કુબુદ્ધિ.

ચતુરશાહ—(મનમાં કુબુધ્ધિના બાપે તેને શીખામણ આપવા કહ્યું તે ખરૂં છે; અને એથી એગને સંતાપ પણ થતો હશે. કેમકે એ કર્મ બહુ નઠારૂં છે. વારૂ, પણ તે બાબત કુબુ-

મિત્રના ઘરે જઇ કહેવું. એના કરતાં તેને અહિં બોલાવીને કહ્યું હોય, તો વધારે સારૂં.

કેમકે ત્યાં તેના ભાઇ બંધોનો ભરાવો હશે; તેથી મારૂં કહેવું તો મશ્કરીમાંજ જશે. ત્યારે એને અહિંજ બોલાવું. પણ વેગે કુબુદ્ધિ આવતો જણાય છે; ઠીક થયું લે. (મોટેથી) પધારીએ મિત્ર આજતો બહુ દિવસે કૃપા કરી.

**કુબુદ્ધિ**—હાલમાં ઘણા દિવસ થયા. તમારૂં મળવું થયું નહોતું, તેથી કહ્યું જે મળી આવું.

**ચતુરશાહ**—ઠીક કૃપા કરી. પ્રીય, તમે ખરા પ્રેમીલાછો. કેમકે આપણે નાનપણમાં કેવા ઉત્સાહ, અને રમત ગમતમાં ઉછર્યા હતા, કેવી મોજ કરી હતી, શું આનંદ કર્યો હતો, વળી સર્વે દોસ્ત કરતાં તમારો તો મારાપર અતિશય પ્રેમ; અને એ પ્રીતિની વાત સંભારૂં છું, ત્યારે તો તમે તેજ હુંછું, એમ મને જણાય છે. હજુપણ આપણામાં ભેદ નથી, અને દોસ્તી પણ તેનુંજ નામ છે. અંતરવાળી દોસ્તી તે દોસ્તી નથી, અને એવા મિત્ર વિના જન્મ વૃથા છે. તમારો મારા પર જેવો પ્રેમ છે, તે પ્રમાણે હું જંજાળી હોવાથી ફરજ બજાવી શકતો નથી. પણ આપે ક્યારે ક્યારે પધારી દર્શનનો લાભ આપી, કૃતાર્થ કરવો. વારૂ, આપ હમણા બીલકુલ જણાતા નથી, તો એવા અત્યંત શું કામમાં રોકાવું પડે છે?

**કુબુદ્ધિ**—એવું કામ તો કાંઈ નથી, પરંતુ ગપ્પા સપ્પાથી આવી શકાતું નથી.

**ચતુરશાહ**—વારૂ, પણ હમણા સાભળ્યું છે, કે તમે ગાયનનો શોખ-સારો શરૂ કર્યો છે.

ઠીક છે; ગાયન છે એ અત્યુતમ શોખ છે; અને એતો નક્કી છે, કે દુનિઆમાં રળવું ખપવું અને હજારો ક્રીઆ કળાઓ, તેમ ઉદ્યમ કરવો ને ધન મેળવવું, તે ફક્ત પોતાના ચિત્તને આનંદ આપવા, અને આનંદનું મોટું કારણ તેમ ફળ ગાયનજ છે. હર કોઇ મનુષ્ય જ્યારે અતિશય આનંદમાં હોય, ત્યારે કાંઈ પણ પદ બોલેછે. વિવાહવાજન આનંદનોજ છે; અને તે પણ ગાયનથીજ શોભે છે. આમ ચિત્ત વેધક તેમ આનંદને છવરાવનાર ગાયન છે. અને એથી કરીનેજ પુરાતની ગવૈયાઓએ સ્વર અને ઇશ્વરની સમાનતા કહીછે. પણ આ શહેરમાં તો એવા ઉમદા ગાયનમાં પ્રવીણ, તેમ સુકંઠી કોઇ જાહેરમાં નથી.

**કુબુદ્ધિ**—પેલી કપટકુંવર નાયકા સારૂં ગાયછે; તેમ તેનો કંઠ પણ ઘણો સરસ છે.

**ચતુરશાહ**—પ્રીય મિત્ર, એ કપટકુંવરથી ચાલવાની તમારી વાત આખા નગરમાં અતિશય ચર્ચાઇ રહી છે; તેમજ એવી ચાલ માટે બીજી પણ કેટલીક વાત થાયછે. તો એ વાત મને પણ સંભવીત જણાય છે. કેમકે તમારા શોખને મૂળથી હું જાણું છું. વળી કહેછે, કે હમણાં પોલીસને હાથ પકડાયા હતા; તેમાંથી માંડમાંડ છૂટયા. આવી વાતો તો અતિશય ખેદ કારક છે.

કુબુદ્ધિ—દુનિઆતો ગમે તેમ કહે, પરંતુ હું કાંઇ એવોજ બેવકુફ છું, જે એમ સાવ થઈ જાઉં. હા, એટલું તોછે, કે આપણે ગાયનનો શોખ છે; તો તે સારૂ ગાય છે, તો તેનું ગાયન કોઈ કોઇ વાર સાંભળુંછું તો તે ઉપરથી લોકો તો ભલેને ચર્ચા કરે.

ચતુરશાહ—ભલે એમ નહિં સમજવું, લોક લાજ અતિશય રાખવી, એ સમજુનું કામ છે. અને લોક લાજ તેમ કીર્તિ છે, તેમજ આ દુનિઆમાં તેનેજ ધન્ય છે. તો તે બાગતની ઇચ્છા રાખવાની ડાહ્યા માણસો ભલામણ કરેછે. વળી ગાયન એ મોહકારી ચીજ છે; તો તેમાં અતિશય લિન થઇ ઠગાવું નહિં. કેમકે જેમાં મોહ છે, તેમાં ચિત્તાકર્ષણપણું રહેલું છે. તો મોહમાં ભૂલ થાય કે છેતરવાપણું છેજ. આમ ગાયનનો શોખ ઠીક છે, પણ તેમાં મોહાંધ થઇ ઘણા માણસો ખરાબ થાય છે. વળી આ બાગત તો અદ્ભૂત લાગી, કે હર હંમેશ ગમેતો ગાયન સાંભળવા; પણ એકલાજ નાયકાના ઘરમાં પેસવું, તો આબાદી રહી શકે, એમ કહી શકાતું નથી; તોપણ તમે મારાથી ચોરી રાખોછો. દોસ્ત થઇ ભિન્નતા રાખવી, એતો ઠીક નહિં. પછીતો તમને ગમે તે ખરૂ, પણ તમારા હિતમાં અમારો ભાગછે, એથી એમ પૂછવું પડેછે, કે નાયકાથી વિહાર તેમ ધમ ધોકાર પૈસા ઉડે છે એ કેમ?

કુબુદ્ધિ—ત્યારે સાચું પૂછો, તો મોજશોખ અને કંજુસાઇ એ બે વાતને બનતું નથી.

ચતુરશાહ—અરે! એવો મોજ શોખ કેવો કે જેથી આપણી આબરૂ ઘટે! તેમ દુઃખનું મૂળ થશે. મિત્ર એ વાત તો સારી નથી.

કુબુદ્ધિ—વાહ! ચતુરશાહ, તમે શું બોલોછો? સર્વ દ્રવ્ય રત્ન અને શૃંગાર એ કેવળ સ્ત્રી માટેજ છે. અને એવી દોલત સ્ત્રીઓની મોજમાં ન ખરચાય, ત્યારે શા કામની? વળી તે રસની રસીકતા આગળ બધું તુચ્છ છે.

ચતુરશાહ—હા, પણ તુચ્છ ધૂતારીઓમાં લોભાઇ પોતાનું બળ બુદ્ધિ, આબરૂ અને પૈસાનો નાશ કરવો એ વિચારવાથી સારૂં નથી.

કુબુદ્ધિ—નહિં નહિં, ચપળ અને ચંચળ સ્ત્રીઓના સહવાસ અને રસના સ્વાદુત્વ આગળ સર્વ કાંઇ શું ચીજ છે? સર્વ વસ્તુનો નાશ તો છેજ; પણ એ રસ દુર્લભ છે. વળી કહ્યું છે કે,

श्लोक.

किम्हिबहुभिरुक्तैर्युक्तिशून्यैःप्रलापै ।
इयमिहपुरुषाणांसर्वदासेवनीयम् ॥
अभिनवमदलीलालालसंसुंदरीणां ।
स्तनभरपरिखिन्नंयौवनंवावनंवा ॥

એમ પુરૂષને હંમેશા શેવવા લાયક, નવીન મદની લીલાએ કરી ઉત્સુખ અને સ્તનના ભારથી નમ્ર એવી સુંદર સ્ત્રીઓનું યૌવન

અથવા વન એ બે વસ્તુજ છે. વળી કહ્યુ છે, કે.

श्लोक.

दृष्टव्येषुकिमुत्तमंमृगदशांप्रेमप्रसन्नंमुखं ।
घ्रातव्येष्वपिकिंतदास्यपवनःश्राव्येषुकिंतद्वचः ॥
किंस्वाद्येषुतदोष्ठपल्लवरसःस्पृश्येषुकिंतत्तनु
ध्येयंकिंनवयौवनंसुहृदयैःसर्वत्रतद्विभ्रमः ॥

આ શક્તિ પામેલા ચિત્તવડે કરીને જોવાગાં ઉત્યમ શું? મૃગ સરખી દૃષ્ટિવાળી સ્ત્રીનું પ્રીતિ વડે કરીને પ્રસન મુખ જોવું તેજ.

સુંઘવાગાં ઉત્યમ શું? સ્ત્રીના મુખનો માધુર્ય ભરેલો પવન. સાંભળવામાં ઉત્યમ શું? સ્ત્રીનું વચન. સ્વાદમાં ઉત્યમ શું? સ્ત્રીના ઓષ્ટ પલ્લવનો રસ. સ્પર્સ કરવાંમાં ઉત્યમ શું? સ્ત્રીનું શરીર. ધ્યાન કરવા યોગ્ય શું? સ્ત્રીનું નવિન યૌવન એજ ધ્યાન ધરવા યોગ્ય છે. સર્વ કાળ સ્ત્રીઓનો વિભ્રમ જે વિલાસ, તે સ્મરણ કરવા યોગ્ય છે.

श्लोक.

जिव्हातृप्यतिचुम्बनादधरजास्त्वदेहसंस्पर्शनात् ।
दृष्टिस्तृप्यतियौवनेक्षणविधौकर्णद्वयंसुस्वरात् ॥
नासातृप्यतिसौरभाधिकगुणात्तांबुलनिस्वादतः ।
स्त्रीसर्वेन्द्रियतृप्तिरेवजननीखानिःसुखानांततः ॥

જેના અધરોષ્ટના ચુંમ્બનથી જીભને તૃપ્તિ થાયછે, અંગ-

સ્પર્શથી દેહને તૃપ્તિ થાય છે, યૌવનથી દ્રષ્ટિને તૃપ્તિ થાય છે, અને કાનને સુસ્વરથી ને સુવાસિત પાનનું બીડું ખાધેલું તેની વાસનાથી નાકને, એમ સ્ત્રી એ સર્વ ઇંદ્રિઓને તૃપ્તિ કરનારી, તેમ સુખની ખાણ છે. વળી જન્મનું સાર્થક છે. કેમકે

**श्लोक.**

पीनस्तनीचंदनचर्चितांगी ।
विलोलनेत्रातरुणीसुकेशी ॥
नाऽऽलिंगिताप्रेमभरेणयेन ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

ચપળ નેત્ર, કઠણ સ્તન જેના છે, તેમ જેનું અંગ ચંદનથી લેપાયલું છે, એવી સારા કેસવાળી નવ યૌવન સ્ત્રીને જેણે પ્રેમ સહીત આલીંગન દીધું નથી, તેનો જન્મ આ જગતને વિશે ફોકટ છે.

**श्लोक.**

कामातुरापूर्णशशांकवक्ता ।
बिंवाधराकोमलनालगौरा ॥
नाऽऽदोलितास्वेहृदयेभुजाभ्याम् ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

કામથી પીડાતી પૂર્ણ ચંદ્ર સમાન મુખવાળી બિંબફળ જેવા લાલ હોઠવાળી, કમળની નાળ સમાન અતિશય કોમળ, ને ગૌર શરીરવાળી, એવી સ્ત્રીને બાથ ભરી હ્રદય સાથે દાબી નથી, તેનો જન્મ વૃથા ગયો.

श्लोक.

विचित्रवेषानवयौवनाऽऽढ्या ।
लवंगकर्पूरसुवासदेहा ॥
नाऽलिंगितायेनदृढभुजाभ्यां ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

વિચિત્ર વેશવાળી, નવિન યૌવનવાળી, લવિંગ અને કપૂરની વાસયુક્ત જેનું અંગ છે એવી, તેને બાથ ભરી આલીંગન ન દીધું, તેનું જીવતર વૃથા છે.

श्लोक.

प्रियंवदाचंपकहेमवर्णी ।
हारावलीमंडितानाभिदेशा ॥
संभोगशीलारमितानयेन ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

વહાલું બોલનારી, ચંપક કે હેમ સરખા વર્ણવાળી, નાભીસૂધી હાર છવાએલો, એવીની સાથે કામક્રિડા ન કીધી, તેનો જન્મ વૃથા ગયો છે.

श्लोक.

चलत्कटीनूपुरमंजुघोषा ।
नासाग्रमुक्तानयनाभिरामा ॥

नसेवितायेनभुजंगवेणी ।
वृथागतंतस्यनरस्यजीवितं ॥

જેની કેડ ચપળ નાજુક છે, ને નેપુરના મનોહર ને ધીમા અવાજ થઇ રહ્યા છે, નેત્રમાં સુંદીરતા ને નાકને વિશે નિર્મળ મોતીની નથ, ને ભૂજંગ સરખી વેણી, એવી સ્ત્રીનું સેવન ન કર્યું, તેનો જન્મ વૃથા ગયો.

श्लोक.

समस्तशृंगारविनोदशीला ।
लीलावतीकोकिलकंठनाला ॥
विलासितानोनवयौवनेन ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

તમામ શૃંગાર ને વિનોદથી ભરેલી, કોકિલશા કંઠવાળી, તેમ લીલાયુક્ત, એવી સ્ત્રીથી જેણે યૌવન અવસ્થામાં વિલાસ ન કર્યો તેનો જન્મ વૃથા ગયો.

અતુરશાહ—વાહ! પ્રીય મિત્ર, આ શ્લોક તો ઘણા સરસ છે. આ બધું તમે કહ્યું, તે ખરૂં છે; પણ તમે આ અવળો રસ્તો પકડી, મોહાંધ થાવ છો. પરંતુ તેમાં મોહ પામવા જેવું નથી કેમકે:—

श्लोक.

मायाकरंडीनरकस्यहंडी ।

तपोविखंडीसुकृतस्यभंडी ॥
नृणांविखंडीचिरसेवितायेद ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

માયાના કંડીઆરૂપ, નર્કની હાંડલીરૂપ, અર્થાત નર્કની ખાણ-રૂપ, તપનો વિનાશ કરનાર, સારાં કૃત્યને છેદનાર, મનુષ્યોનો નાશ કરનાર, એવી સ્ત્રી જે પુરૂષે ઘણા કાળ સુધી શેવન કરી, તે પુરૂષ-નું જીવિત નીરર્થક ગયું.

श्लोक.

चिंताव्यथादुःखमयीसदोषा ।
संसारपाशाजनमोहकंत्री ॥
संतापकोशाअजितावयेन ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

ચિંતા કરાવનારી તથા પિડા કરાવનારી, દુઃખરૂપ એવી, અને અવગુણથી ભરેલી સંસારના પાસરૂપ, (બંધનરૂપ) મનુષ્યોને મોહ કરનાર, સંતાપના ભંડારરૂપ, એવી સ્ત્રી જેણે શેવન કરી, તે પુરૂપનું જીવિત નીરર્થક ગયું.

श्लोक.

कापठ्यवेषाजनवंचिकासा ।
विष्टामूत्रदुर्गंधदरीदुराशा ॥

संसेवितायेनसदामलाढ्या ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

કપટપણાના વેશવાળી, મનુષ્યોને છેતરનાર, વિષ્ટા, મુત્ર, દુર્ગંધની ખાંણરૂપ, નિચ આશાવાળી, મળોથી વ્યાપ્ત એવી સ્ત્રી જે પુરૂષે નિત નિરંતર શેવન કરી, તે પુરૂષનું જીવિત નીરર્થક ગયું.

श्लोक.

अशौचदेहापतितस्वभावा ।
वपुःप्रगल्यावललोभशीला ॥
मृषावदंतीकलीताचयेन ।
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

અપવિત્ર દેહવાળી, નિચ સ્વભાવવાળી, શરીરની કાન્તી, બળ અને લોભમાં સંતોષ પામનારી, મિથ્યા બોલનારી સ્ત્રી, જેણે શેવન કરી, તે પુરૂષનું જીવિત નીરર્થક ગયું.

श्लोक.

कश्चुंबतिकुलपुरुषोवेश्याघरपल्लवंमनोज्ञमपि ।
चारभटचौरचेटकनटविटनिष्ठीवनशरावम् ॥

વેસ્યાના પલ્લવા ધરનું ચુંમ્બન કયો કુલીન પુરૂષ કરશે! તેતો દૂત, યોદ્ધો, ચોર, નટ, ચેટકી, અને કામી પુરૂષોને થુંકવાનું એ પાળું છે.

श्लोक.

**वेश्यासौमदनज्वालारूपेंधनसमेसमधिता ।**
**कामिभिर्यत्रहूयंतेयौवननिधनानिच ॥**

વેશ્યા એ સુંદીરતાનાં લાકડાંથી વધેલો, મહાગ્નિનો ભડકો છે; તેમાં કામી પુરૂષો પોતાની જુવાની અને દ્રવ્ય હોમેછે.

**श्लोक.**

**जात्यंधायचदुर्मुखायचजराजीर्णाखिलांगायच ।**
**ग्रामीणायचदुष्कुलायचगलत्कुष्टाभिभूतायच ॥**
**यच्छेतीषुमनोहरंनिजवपुर्लक्ष्मीलवश्रद्धाया ।**
**पण्यस्त्रीषुविवेककल्पलतिकाशस्त्रीषुरज्येतकः ॥**

જન્મથી આંધળો અને દૂર્મૂખ થયેલો, જરાથી જીર્ણ થયેલો, ચાતૂર્ય હીન, નીચ કુળનો, ગલત્કુષ્ટના રોગથી પીડા પામેલો, એવા પુરૂષને માટે પણ, થોડા દ્રવ્યની પ્રાપ્તિ સારૂં પોતાનું સુંદર શરીર અર્પણ કરનારી અને કલ્પ વેલીને છેદવા વિશે શસ્ત્રરૂપ, એવી વેશ્યાને વિશે કયો સમજુ પુરૂષ આશક રહે! વળી તમે જેનું સ્વરૂપ વખાણો છો, તેજ શેનું છે! ને એમાં શું આશક્ત થવાનું છે!!

**श्लोक.**

**स्तनौमांसग्रंथीकनककलशावित्युवमितौ ।**
**मुखंश्लेष्मागारंतदपीचशशांकेनतुलीनं ॥**
**स्रवन्मूत्रक्लिन्नंकरिवरशीरस्पर्द्धिजघनं ।**
**मुहुर्निंद्यरूपंकविजनविशेषैर्गरुकृतम् ॥**

જે સ્તનો માંસના ગોળા છે, તેને હેમના કળસ બનાવ્યા; અને લાળ લિંટથી ભરેલું મુખ છે, તેને ચંદ્રની સમાન કર્યું; અને મળમુત્રથી ભરેલ પેડું, તેમ કટિપશ્ચાત ભાગ, તેને હાથીના કુંભસ્થળ સમાન બનાવ્યું. આવું ફરીફરીને નિંદવા લાયક શરીર, તેને કવિઓએ અતિશય સારૂં અને મોટું કહી બતાવ્યું છે.

**કુબુદ્ધિ**—ત્યારે તો એ પ્રમાણે સર્વ સ્ત્રીઓને વિશેછે, તો સંસાર આખો કોઇ ત્યાગ કેમ કરતું નથી?

**ચતુરશાહ**—હા, તે સંસારમાં મોહાંધ થવાનું નથી. ફક્ત પરણેલી સ્ત્રીથી વિલાસ માણવો, તે વંશોત્પતિને માટેજ છે; તો તમો લાયકને વિશેષ કહેવું પડે તેમ નથી. ખરૂં પૂછો તો તમારી એ ચાલથી તમારા પિતાને તેમ આખા ઘરને અતિશય સંતાપ છે, તો તેમાં ગમે તેમ સ્વાદ હોય, કે હિત હોય, તોપણ કુળની લાજ સાચવવી. તેમ માબાપને ખુશી ને સુખી કરવાં, એતો આપણો ધર્મ છે. વળી હું ધારૂંછું, કે મારૂં કહેવું તમે અચૂક માનશો. (મનમાં) હજુ આને બરાબર વાત ગળે ઊતરી નથી; તો તેને આજે મદિરાક્ષી નાયકાનો ખેલ બતાવ્યો હોય તો ઠીક.

**કુબુદ્ધિ**—(ચતુરશાહને) વળી શું વિચારમાં પડી ગયા?

**ચતુરશાહ**—વિચાર તો એ કે અહિં એક નાયકાનો ખેલ થાય છે. મરજી હોય તો ચાલો જોવા જઈએ; કેમકે તે લોકો ગાયન સારૂં કરેછે.

**કુબુદ્ધિ**—ઠીક યાર, ચાલો ત્યારે.

(નિષ્ક્રાંત.)

# મદિરાક્ષી નાથકાનો ખેલ.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ મદિરાક્ષીનો મહેલ.

મદિરાક્ષી તથા તેની દાસી અને મદન પાછળથી જલાલુદ્દીન.

**દાસી**—બાઇ સાહેબ, શું વિચાર કરો છો?

**મદિરાક્ષી**—વિચારતો એ કે હમણાં પાંચ દિવસ પહેલાં મદન આવ્યો હતો. અને એ નિશાબાજીથી બેભાન થતાં, આપણે એનો ગંઠો કાઢી લીધો હતો; અને એ પચાવી પડવાને તેને કહાડી મૂક્યો. પણ તેને કહાડી મૂકતાં આપણી જોને ભૂલ થઇ! કેમકે એણે નિશાની બેભાનીમાં કે પછી ભાનમાં, આપણું નામ લીધું, ને તેથી આપણું મકાન બધું ચુંથાવાનું હતું; પણ વળી રહી ગયું.

**દાસી**—તે દિવસ તો તમે ઠીક યુક્તિ કરી. વારૂ પણ પેલો મદન આવે છે કે શું?

**મદિરાક્ષી**—હાહા, એતો એજ.

**દાસી**—ત્યારે આપણે એને બોલાવશું?

**મદિરાક્ષી**—હું ધારૂંછું એને બોલાવવો તો નહિં, પણ એને અસર કરે, એવું ગાયન ગાવું; કેમકે ગાયન એને અતિશય પ્રીય છે, એટલે અચૂક તે આવશેજ. અને આથી કરી ફોજદારની મારફત તપાસ કરાવ્યો, તેમાં આપણે સાચાં

ઠર્યા, તે બાબતનો રોષ છે. એમ એના મનને આવે, અને એ યુક્તિથી કાંઇ પટાવી પણ લેવાશે. કેમ ખરૂં કે નહિં?

દાસી—હા હા, બાઈ સાહેબ, એ ઠીક કહો છો. ત્યારે તો ગાયન શરૂ કરો.

મદિરાક્ષી—(ગાય છે.)

રાગ માઢ.

હો રંગ માણેરે રંગીન. ટેક.

સજ્જન સાયબા સુણો સલુણા,
પ્રેમ વિશે પ્રવીન, વખત ફરી ફરી નહિં મળશે;
વિચારી નિશ દીનરે. રંગ. ૧
બાહાર કારક બાગ બગીચા, તેમ સુવાસે ભરેલ;
એના ફુલો પાથરી રસીઆ, કરેછે રસ રેલરે. રંગ. ૨
અત્તરની ઝણુ ચોગમ પ્રસરે, વૈભવનો વળી ઠાઠ.
રેશમી વસ્ત્રે શોભે શ્યામાં, પે'રી પ્રકાશીત ઘાટરે. રંગ. ૩
રસિક મધુરાં યુક્તિના વેણો, કર્યું સર્વ કુરબાન;
મ્હોબત સાચવે માણીગર જે, પ્રેમ તણો નિધાનરે. રંગ. ૪
આવા ઉદ્ધત આદમીઓએ, શોભા સૃષ્ટિ કરી;
સાર્થક એના જન્મનું સાચું, લાખેણા જે લ્હેરીરે. રંગ. ૫
ધન્ય ધન્ય તે જેણે જગમાં, માણી મોટી મોજ;
લક્ષ્મીને લુંડી સરખી લેખી, ફેલાવી ઈશ્કની ફોજરે. રંગ. ૫
ઈશ્કને માટે આ આલમનો, યત્ન અસલથી છેજ;
જેની આગળ રાજ દોલતનું, તુચ્છ ગણવું તેજરે. રંગ. ૭

જર જગતમાં જાળવવા નથી, પણ વાપરવા માટ;
મોજ કરી તે નિજનું માનો, નથી નથી એ અત્રાટરે. રંગ. ૮
ઉમ્મર ત્રણ તરેહની જનને, બાળ યુવા ને વૃધ્ધ;
યુવામાં પણ નિપજે સર્વે, જેમાં મચેછે મર્દરે. રંગ. ૯
માટે ફરી ફરી તે નહિં મળશે, લાયક છબીલા છેલ;
ચાહિત કરવી ન પડે પ્રેમીને, ભાવે દીએ રસ ભેળીરે. રંગ. ૧૦

**મદન**—( કેટલીક વાર સાંભળીને ) વાહ! મારી જાન વાહ!!

**દાસી**—આઈએ મદનરાય. ( પાન સોપારી આપી બેસાડે છે. )

**મદન**—કેમ ગાયન બંધ કર્યું? ચાલો ચલાવો.

**મદિરાક્ષી**—તમારી સાથે તો બોલ્યાનો ધર્મ નથી. અમે તમારી પ્રીતનાં ભૂખ્યાં અને તમારા ઉપર આશક્તિ ધરાવીએ, પણ તમને તો તે વાતનું કાંઇપણ નહિં. મોજ શોખનું ફળ જુઓ; ઉલટી ફોજદારની મારફત ફજેતી ફેલાવી ધન્ય છે તમને, પ્રીત તો આવીજ કરવી જોઈએ.

**મદન**—અરે! હું તે એવું કરૂં!! મને તે દિવસે અહિંથી નીકળતાં મારા સગાઓએ જોયો હશે; તેમ તું જાણે છે, કે મને તે દિવસે મદિરાની લ્હેર હતી, તો કહેવાઇ ગયું, કે મારો ગંઠો ખોવાયો. તો તેણે અહિં તપાસ કરાવ્યો હશે.

**મદિરાક્ષી**—હા શેઠ, પછી અમે ચોર એટલે ગંઠો નીકળ્યોજ હશેની! શું અમે એવુંજ કામ કરતાં હશું? અમે આટલી બધી સ્હોબત બાંધી, પણ અમારો પતિઆરો આવ્યો નહિં! તમારા પ્રતાપથી અમારે રત્ન મોતી અને સોનાથી

શોભી રહેવું જોઇએ; તેમાંનું તો કાંઈ જોયું નહિ. એ તમારો નહિં પણ અમારા કિસ્મતનોજ વાંક છે.

**મદન**—નહિં નહિં, મારી પ્યારી, તું એમ દીલગીર નહિંથા. નક્કી હું તારા માટે કાલે ધરેણું લાવું તો કેમ ?

**મદિરાક્ષી**—ના, ના, મારે હવે તમારૂં ધરેણું ન જોઈએ; પાછું ફજેત મળવું હોય ત્યારેને !

**મદન**—તે તું સમજીશ નહિં, કે કોઈને માલમ પડે. વારૂ, હવે રોષ છોડી ગાયન શરૂ કર.

**મદિરાક્ષી**—નહિં નહિં, તમારાથી રોષ કેવો ! અમે તો તમારાજ છઈએ; ને આ તન પણ તમારૂંજ છે. તો તમને માણવા અને ખુશી થવા માટેજ અમે તો કરીએ છીએ.

**મદન**—(મનમાં) હા હા ! નક્કી એને ધરેણું, તેમજ લૂગડાંલતાં પહેરી ઠાઠ મારવો, તે ફક્ત મારા માટેજ છેને !! ત્યારે અલબત મારે લૂગડાં અને ધરેણાં આપવાંજ જોઈએ. (મોટેથી) મારી દીલજાન, તને પણ ધરેણાંથી મઢી દેઈશ.

**મદિરાક્ષી**—ફક્કડ, તેતો તમારી ખાત્રીજ છે. વારૂ, પણ આપ આજે ધણા દિવસે પધાર્યા છો, તેથી કાંઇ જામની જમાવટ થવી જોઇએ.

**મદન**—ઠીક પ્યારી, તારી મરજી થઈ તો ખુશી છું. પણ વધારે નહિં, કારણ કે પાછું મારે ધરે જવું છે, તો ફજેત થવું પડે.

**મદિરાક્ષી**—ઠીક, તમારી મરજી મુજબ કરશું. (દાસીને) બ્રાંડીની એક બાટલી લાવ.

**દાસી**—(લાવીને) લ્યો બાઈ સાહેબ.

**મદિરાક્ષી**—મારા પ્રાણપ્રીય રંગીલે, પીજીએ.

**મદન**—(પીને) હવે એક તું પી.

**મદિરાક્ષી**—તમે ત્રણ તો પીઓ, પછી મારો વારો.

**મદન**—ત્રણ તો આ વખતે વધારે પડશે; પણ તારી મરજી એમ થઇ, તો તને ના કહેવાશે ?

**મદિરાક્ષી**—ત્યારે પછી એના વિના રંગ શેનો!

**મદન**—હવે એક તો તું પી.

**મદિરાક્ષી**—ઠીક, મારા લાડીલા લાલ, લાવીએ.

**મદન**—પ્યારી, હવે તો ગાયન થવું જોઈએ.

**મદિરાક્ષી**—ઠીક, જેવો શેઠનો હુકમ.

( ગાયછે. )

( ફીર ગઈ રામ દુવાઇ લંકમેં એ રાગ).

વિચારી કરવી યારી સજ્જનો, વિચારી કરવી યારીરે. ટેક.
છેવટ સુધી નભાવવાની, સતા જો હોય સારીરે;
અધવચમાં અથડાઇ પડવું, એ ઉલટી ખુવારીરે. વિચારી. ૧
ધન્ય છે એહ જનને જેણે, પ્રીત કરી એક ધારીરે;
હુકમ દોલત સુખ દુઃખ સર્વે, ગણી એકાકારીરે. વિચારી. ૨
એવા નર પણ લાખો નિપજ્યા, ખોઇ બધી સંસારીરે;
પણ નિજ ટેકને રંગ ન છોડયો, મસ્ત રહ્યા જે ભારીરે વિચારી. ૩
શેઠ સલુણા મળ્યા શોહાગી, એવી મ્હોબત મારીરે;
પ્રીત પાવો છો પૂરણ પ્રેમે, તમપર જાઊં બલીહારીરે. વિચારી. ૪

**મદન**—વાહ! પ્યારી વાહ!! તારા જેવી રૂપ ગુણવાળી સ્ત્રી ભાગ્યેજ હશે!!! આ માટે હું શું કહું; લે બજાવ, હું પણ બે વેણ બોલું.

રાગ બનજારો.

રંગીલી છબીલી પ્યારી, મદિરાક્ષી માશુક મારી;
મનહર મુખડું શું તારૂં, છે શરીર ચોકે સારૂં.
સુવર્ણી મૂર્ત્તિ તારી. મદિરાક્ષી. ૧
શું ચપળ નયન ચાતુરી, હરનિશ દે રસને પૂરી;
જાએ ખંજન પણ હારી. મદિરાક્ષી. ૨
મુખનું શું હાસ્ય મધુરૂં, રસિઆ વેણે ન અધુરૂ;
વળી સ્વરની શોભા સારી. મદિરાક્ષી. ૩
છો પ્રીતથી પૂર્ણ ભરેલી, મુજ માટે બનતી ઘેલી;
વેલિ સમ રહે આશ્રય ધારી. મદિરાક્ષી. ૪
રે તુજને હું કયમ છોડું, ભલે માયા જાય કરોડું;
તુજપરથી નાંખું સૌ વારી. મદિરાક્ષી ૫
તું બેશક પ્રાણ છું મારો, હું ખરો લાડીલો તારો;
વાત વદતો નથી શણગારી. મદિરાક્ષી. ૬

**મદિરાક્ષી**—વાહ! અલબેલે!! રસીક પ્રેમી તો તમારા જેવાજ મળજો.

**મદન**—અરે પ્યારી! (પોતાની કોટમાંથી મોતીની માળા કાઢીને) લે, મારી રસીક છબીલી. (મલ સ્થળનું ચુંમ્બન કરીને આપેછે.)

**મદિરાક્ષી**—રંગીન અલબેલે લાલ, લાવો, મોતીની માળા તો મારે બે થઇ; પરંતુ લીલમની માળાની મહેરબાની થવી જોઇએ.

**મદન**—મારી માશુકડી, તારાથી શું વધારે છે? હમણા લાવું છું. એ માળા મારી ઓરત પાસે છે; ત્યાંથી મળવી ઘણી મુશ્કેલ છે. કેમકે એ રંડી હું જાઉંછું, ત્યારે ઘણો ક્લેશ કરી ફજેત કરેછે; અને એ કારણથી બે વખત તો મારા બાપના હાથથી બંધાવું પડ્યું હતું. એના ક્લેશથી તો હું ઘણો કાયર થઇ ગયો છું. અરે! એ હરામજાદી પાસે એ ઘરેણું હોય!! એ ઉમદું ઘરેણું તો તનેજ શોભે; અને તારાજ લાયક છે. લે, એ નીચ કુંભારજા પાસેથી લેઇ આવું.

**મદિરાક્ષી**—બશ હમણાજ તૈયારી કરી?

**મદન**—તને હું પહેરતાં દેખું, ત્યારેજ મજા.

**મદિરાક્ષી**—ઠીક, પણ પ્રથમ ફોજદાર સુધી વાત પહોંચી હતી, તેમ ન થાય; લાવો તો યુક્તિથી લાવજો, કોઇને માલમ ન પડે. ભલે જાઓ, પણ જલદી આવજો. તમે નહિં આવો, ત્યાં સુધી મને ચેન નહિં પડે.

( મદન નિષ્ક્રાંત. )

**દાસી**—મદનને ગયા ઘણી વાર થઈ, પણ હજુ આવ્યો નહિં. કેમ બાઇ શું વિચારમાં છો?

**મદિરાક્ષી**—વિચાર તો એકે મદન હમણા આવશે, તેમજ જલાલુદ્દીનને આપેલ વદાડનું ટાંણું થવા આવ્યું છે; જેથી તે પણ આવશે. અને જો તેઓ બન્ને ભેગા થશે, તો બડી

પંચાત પડશે; કેમકે જલાલુદ્દીન બડો તોફાની છે, તેથી તેઓ લડી મરેતો આપણને હરકત પડે. વારૂ, પણ પેલું મદન જેવું કોણ આવેછે ?

**દાસી**—બાઈ સાહેબ, એતો એજ.

**મદિરાક્ષી**—એ ગભરાયા જેવો ઉતાવળો અને વારેવારે પછાડી જોતો આવે છે; તો ઘરેણું તો લાવેલ હશે, પણ કાંઇ ભયંકર બનાવતો બન્યો નહિં હોય ?

**દાસી**—હા બાઈ સાહેબ, જણાયછે તો એમ.

**મદિરાક્ષી**—ઠીકછે, શું ફિકર છે ? એતો એની પણ યુક્તિ કરશું.

( મદન પ્રવેશ કરે છે. )

**મદિરાક્ષી**—(ઊભી થઇને) પધારીએ જીનાબ, દાસી માટે બહુ તકલીબ લીધી. મેંતો ધાર્યું વાર બહુ થઇ, તેથી આળશશો; પણ તમે તમારૂં વચન જવા ઘો ?

**મદન**—વાર ન થાય ! રંડી બહુ લુચ્ચી હતી, તો પ્રથમ તો એને બોલાવી ચલાવી જાગૃત કરી, ને કેટલીક વાતચિતથી એનું મન ખુશી કર્યું; ને પછી સરબતમાં સોમલ નાખી જઇને તૈયાર કરી રાખ્યો હતો, તે શીશામાંથી જામ ભરીને આપ્યો; તે પીવા તેણે આના કાની કરી, પણ મેં જરા રીસાઇને દમ બતાવ્યો, એટલે પછી પીધો; ને તે પીતાંજ ઢળી પડીછે. તો તેની પાસેથી કુંચી લેઇ, તમામ ઘરેણું લાવ્યો છું; માટે તું પહેરીને ખુશી થા, અને મને આનંદ આપ.

**મદિરાક્ષી**—(મનમાં) ગંડુ ઘરેણું તો ખૂબ લાવ્યો છે, પણ કામ બહુ ભયંકર કરી આવ્યો છે; માટે કાંઈ ખરાબી તો નહિં થાય! (મોટેથી) વાહ! પ્યારા વાહ!! યુક્તિતો ભારે કરી, પણ સવારે એ બાબતની ખબર પડે, તો માનશો નહિં. તમને શીખડાવવું પડે તેમતો નથી.

**મદન**—અરે! એ તું શું બોલેછે!! શું હું માનું !!!

**મદિરાક્ષી**—નાના, એતો હું સહેજ કહુંછું. માને એનાથી તે આવું કામ થાય! વારૂ, ઠીક પણ દાસીને તો કૃતાર્થ કરી. મારા માટે શ્રમ બહુ લીધો, માટે શાન્તિ સારૂં હવે તો જામની જમાવટ થવી જોઇએ.

**મદન**—હા, હવે ખુશીથી ઉડાવો.

(અધર મધુઆદિનું પાન કરતાં ઢળી પડેછે; જેથી દાસી તથા મદિરાક્ષી પલંગ ઉપરથી ઓળી ઝોળી કરી ફેંકી દેછે.)

**મદિરાક્ષી**—અલી, આતો સાવ બેભાન થઇ ગયો ને શું? લે આને બહાર મૂકી આવશું?

**દાસી**—હા હા, બાઈ સાહેબ, તોતો બધું ઘરેણું આપણને રહે.

**મદિરાક્ષી**—ઘરેણું તો આપણને સોપ્યું, ત્યારથી આપણુંજ છે. હવે શું પાછું જાય? પણ એક વાતની ફિકર છે. કેમકે એ ગંડુ એમ કહે, કે એ ઘરેણું મદિરાક્ષીએ છીનવી લીધું, અને તેથી તપાસ થાય; ને તેમાં વળી તેની વહુને ઝેર દેઇને લાવ્યો છે. એટલે હરકત છેજ: તો આમ ઉઘાડું પ-

ડે તો નહિં સારૂં, માટે એનો નાશ કર્યો હોય તો ઠીક.

**દાસી**—બાઈ સાહેબ, આપણને આવી રીતે ડોઢે પૈસા પૂરેછે, ને મજા કરાવેછે, તેને હાથેથી હણવો, તેના કરતાં બીજી કાંઇ યુક્તિ થાય તો ઠીક.

**મહિરાક્ષી**—યુક્તિ તો એ, કે હમણા જલાલુદ્દીન આવશે, એટલે કહીશું કે આ માણસ કેટલાક દિવસ થયાં, મારી વાંસે લાગ્યો છે; મેં ના કહ્યા છતાં માન્યું નહિ. તો આજ આવ્યો એટલે મેંતો એને દારૂ પાઇ, ગાંડો બનાવી દીધો છે; પણ એ માણસથી કોઇક દિવસ ખરાબી થવાની છે. હવે તમને ગમે તે ખરૂં. એમ કહેશું, એટલે જલાલુદ્દીન તેને માર્યા વિના રહેશે નહિં.

**દાસી**—બાઈ સાહેબ, આ યુક્તિ આપે સારી શોધી. અરે ! આ ખખડાટ શેનો થયો ! જલાલુદ્દીન તો નહિ હોય ?!

**મહિરાક્ષી**—હા, જાજા ઊઘાડ, એતો એજ.

(જલાલુદ્દીન ઉપર આવ્યો એટલે) પધારીએ જીનાબ, આજતો આપકું બડી દેર લગીં !

**જલાલુદ્દીન**—જરા કામ થા.

**મહિરાક્ષી**—મેંતો આજ બડી ધાસ્તીમેં થી.

**જલાલુદ્દીન**—ક્યોં ! કયા એહવાલ હે ?

**મહિરાક્ષી**—એહવાલ તો એ હે, કે જો આદમી સોતાહે, સો બહોત દિનસેં મેરી પીછાડી લગાહે; મેંને બહોત દફે ઇનકું કહ્યાં, કે મેં જલાલુદ્દીન બિના કોઈ કે સંગ મ્હોબત કરતી

નહિં હું. તોબી નહિ માનતા. ઉસ દિન બી ઈનુંને મેરેપર ચોરી લગાઈથી; ઔર ફોજદાર મારફત મેરે ઘરકી તપાશણી કરવાઇથી. લેકીન અપના નસીબ સીધા, ઉસલીએ હરકત આઈ નહિ; ઓર ભડવેકા પ્રપંચ ફોકટ ગીઆ. તો બી આજ અંદર ઘુસ આયા, ઓર બડા મોહ લગાને લગા, તબ દાસીને સોરાબ પીલાકે સુવાડ દીઆહે. મગર ઓ હરામજાદા હમકું કોઈ દિન હરકત કરને વાલા હે. ઇસલીએ આપકું મેં ઝાહીર કરતી હું, કે ઉસ્કા કુચ ઈલાજ કરના ચઈએ.

**જલાલુદ્દીન**—રે! ઐસા બદમાશ હે !! ઔર હમારી નજર આગે જાન સમેત સોતા હે !!! (તરવાર મારી માથું અને ધડ જૂદું કરી નાખે છે.) દેખ પ્યારી, બદમાશકા કૈસા બુરા હાલ કીયા?

**મહિરાક્ષી**—જીનાબ અચ્છી નશીયત દીઆ. પરંતુ મેરી એક અરજ હેંકી, એ સાલા નગર શેઠકા લડકા હે, તો એ મુડદેકી તજવીજ જલદી કરના ચહીએ.

**જલાલુદ્દીન**—તજવીજ ક્યા! ઈસ્કો પેટીમેં ભરદે, ઔર અબી થોડે દિન દૂર દેશકી સહેલ કરકેં પીછે આઈંગે.

**મહિરાક્ષી**—(મનમાં) આ બરાબર કહેછે; તેથી હાલ અહિંથી નાસી જવું જોઈએ. કેમકે મારો તો તેના ઘર આખાને શક છે, એટલે તેઓ પ્રથમ અહિંજ શોધશે; તો આ ઘરેણું, તેમજ બીજી ઉમદી ચીજો લેઈ નાસી જવું જોઇએ. પછી

અહિંનું તો ગમે તેમ થાય આપણે કયાં પાછું આવવું છે ! (મોટેથી) જીનાબ, આપને અચ્છી હિકમત નીકાલી, તબતો અબી જલદી જાના ચહીએ.

**જલાલુદ્દીન**—જલદી ક્યા ! હમેરેકાં તો થોડે દિન ગામ જાનાજ થા; ઉશલીએ ઉંટ ભાડે કર રખા હે, સો તૈયાર હે. ઔર દુસરા ઉંટબી ઉનકો હે, સો લેકે અબી મેં આતાહું.

**મદિરાક્ષી**—અચ્છા, તુમ જલદી આના. મેં ઔર દાસી તૈયાર હોતે હૈં.

( જલાલુદ્દીન ઉંટ લેવા જાય છે, અને દાસી તથા મદિરાક્ષી સામાન બાંધી તૈયાર થાયછે. )

**મદિરાક્ષી**—દાસી, જલદી કર, આ ઉંટ આવ્યા; ચાલો ઉતરો.

**દાસી**—ચાલો.

( ભાગી જાય છે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ સોમચંદ શેઠનું ઘર.

ચંદ્રીકા, સોમચંદ, તથા ગામના લોકો.

**ચંદ્રિકા**—અરેરે ! આ વહુને તો દાકતર કહેછે, તેમ જરૂર સોમલ પાએલો હશે. અરે ! પણ આ કૃત્ય કરનાર કોણ ?

**સોમચંદ**—કોણ શું ? એ કૃત્ય કરનાર પાપી મદનજ હશે ! કેમકે ઘરેણું ગાંઠું લેઈ જવા હમેંશા કલેશ થતો, અને આ એના અંગ ઉપર પણ એકે દાગીનો નથી, તેમ તેની પેટી પણ ઉઘાડી પડીછે, ને તેમાં પણ કાંઈ ઘરેણું છે નહિ,

જેથી તેજ પાપી લેઈ ગયો હશે. અરે! પાપી ચંડાળે બહુ ખોટું કર્યું. આવા નાલાયક પુત્ર હોય, તેનાથી ન હોય તો વધારે સારૂં. અરે! પણ તે દુષ્ટ ક્યાં હશે! તેની તપાસ તો કરાવું.

(એક જણ દોડતો આવીને.)

સોમચંદ શેઠ, પેલી મદિરાક્ષી નાયકાના ઘરમાંથી મદનને કાઢયો.

**સોમચંદ**—ત્યાંતો તાળું દીધું હતું ને ક્યાંથી?

**બીજોજણ**—ક્યાંથી શું? એ મદિરાક્ષી જેની મહેલાતમાં રહેતી હતી, તે મહેલાતના માલીકનો કેટલોએક સામાન અંદર હશે, તે લેવા માટે ફોજદાર મારફત ઉઘાડતાં, અંદર લોહી લુહાણું જોયું. ને તપાસ કરતાં પેટીમાંથી મદનનું મડદું નીકળ્યું.

**સોમચંદ**—અરે! હાયહાય!! શું ગજબ!!! એ રાંડ ચંડાળણીએજ માર્યો હશે!

**ચંદ્રિકા**—અરે! હાયહાય!! મદન, શું તારી એવી વલ્લે થઈ?

(બન્ને જણાં મદિરાક્ષીના રહેવાના ઠેકાણે જઈ, ત્યાંનો હેવાલ જોઈને,)

**સોમચંદ**—અરે! હાયહાય!! સત્યાનાશ વાળી દીધું. મને બેસતો કરી દીધો. વંશ ગયો તેમ લક્ષ્મી પણ લૂંટાઈ.

**એકજણ**—સોમચંદ શેઠ, એમ મુંઝાઓ નહિં; ને તેની પાસે શું શું દાગીના હતા, તેતો તપાસો.

**બીજોજણુ**—આ એની પાસે પડેલી એક ઉતરી હાથ લાગીછે.

**સોમચંદ**—(જોઇને) નક્કી એ મારી ગરીબડી વહુનીજ છે. અરે! પાપણી મદિરાક્ષી આ બધું તારાજ પાપથી થયું. અરે! અભાગણી રંડા, ધનના લોભે તેં મારા કુળનો નાશ કર્યો. અરે! મારા ઘણા લાડથી ઉછરેલા મદન, શું તારી આ દશા થઇ!! હાય!! ગજબ !!!

( ગણુપતી બોલોને બાળા એ રાગ. )

અરે આવું શું કીધું કામ, ઉફાંદી છોકરારે. ટેક.

આવું આવ્યું શું તારે મન, ઉફાંદી૦<br>
કયા પાપે વાળ્યું વેર, ઉફાંદી૦<br>
કરી નાખ્યાં ગુડા ભેર, ઉફાંદી૦<br>
કહી કહીને થાક્યા હાય, ઉફાંદી૦<br>
ગયો અંતે લગાડી લાય, ઉપાંદી૦<br>
કીધી સ્ત્રી તણી તેં ઘાત, ઉફાંદી૦<br>
કલપાવ્યાં માતને તાત, ઉફાંદી૦<br>
કુળ તણો થયો હાય નાશ, ઉફાંદી૦<br>
સમશાન કીધું ઘર વાશ, ઉફાંદી૦<br>
દેતા શીખ નથી એમાં સુખ, ઉફાંદી૦<br>
માંડયું તોપણ તેમાં સુખ, ઉફાંદી૦<br>
ઘણા હેતે ઉછેરેલો મેંય, ઉફાંદી૦<br>
તેનો તર્ક ન કીધો તેંય, ઉફાંદી૦

ઓ મદન ઓ મુજ પ્રાણ, ઉફ઼ાંદી૦
જવા ટાણે ન કીધું જાણ, ઉફ઼ાંદી૦
આમ ઇજ્જતદારને ન હોય, ઉફ઼ાંદી૦
વળ્યું ઉજડીયું રે વોય, ઉફ઼ાંદી૦
અમો અંધાની લાકડી એક, ઉફ઼ાંદી૦
છૂટી પડીછે હાલત છેક, ઉફ઼ાંદી૦
ઓ મદન મારા વંશ, ઉફ઼ાંદી૦
રહી શકશે કેમજ હંશ, ઉફ઼ાંદી૦
હવે સુખ જોવાનું કયાંથી, ઉફ઼ાંદી૦
હાય હાય મુઓરે હાથી, ઉફ઼ાંદી૦
કરી ગયોરે કારી ઘાય, ઉફ઼ાંદી૦
અરર હાય હાયરે હાય, ઉફ઼ાંદી૦

( મૂર્છા ખાઈ પડે છે. )

( જરા મૂર્છા વળ્યા બાદ મદનનું મડદું જોઇને )

## લલિતછંદ.

મદન મોજીલાશું થયું તને,
રઝળતો કર્યો હાયરે મને;
અધિક લાડમાં મેં ઉછેરિઓ,
તદપિ શું કર્યું પાપિ વેરિઓ,
તુજ સુખે સુખી અંતરે થતો,
લિધ ન દુર્ગુણો કો દિ ઉરતો;
દુઃખ તને બહૂ ઉર લાગશે,

વધુ ન બોલતે દુર્ગુણો વશ્યે.
અરર એ બધી મૂર્ખતા થકી,
ફળ મળ્યું બુરૂં આખરે નકી;
વદતિ લક્ષ્મીતો લક્ષથી જરી,
સમજુ દીનને પ્રીતથી ભરી.
અરર એહની શી વલે કરી,
નફ્ટ છોકરા લક્ષ્મીને હરી;
ઉજળી આબરૂ મૂજને નરી.
કરિ મુકી અરે કાજળે ભરી;
મુખ ઉંચું કરી વિશ્વને વિશે,
ચરવાનું ના રાખિયું કશે;
અરર તેમરે ત્રાસથી ભર્યું,
બચપણે અરે મૃત્યુ આ થયું;
નફ્ટ પાપીરે તુજ મૃત્યુથી,
કથન માત્રકો વંશમાં નથી;
સમજિઓ નહિં મૂર્ખરે જરી,
અમ ગરીબને દુઃખમાં ધરી;
કપુત ધીક છે ધીક ધીકરે,
ગજબ આ થયો હાય હાયરે.

( અતિશય રડે છે. )

**દેવદત્ત**—અરે શેઠજી, હવે રૂદન મૂકો. તમે ગમે તેટલો અફશોષ કરશો, પણ હવે બન્યું નહિં બન્યું થવાનું નથી; માટે છાના રહો. તમારે તો એ પૂર્વના લેણાસબંધે આવ્યો હ-

શે, નહિંકાં આમ થાય નહિં. તો તમને સમજુને શું કહેવું? હવે ચાહ્ય એટલો અફશોષ કરશો, તોપણ એને જીવતા તો દેખવાના નથી; તો અફશોષ કરવો મિથ્યા છે. કેમકે એવા પુત્ર કરતાં પુત્ર નહિં તે સારૂં કહેવાય. અરે! જે પુત્ર કીર્ત્તિનું કલંક, કલેશનું કારણ, અને પૈસાની પાયમાલી છે, એવા પુત્રથી સુખ શાનું? જેમાં સુખ નથી, એની લોલુપતા કરવી એ સારૂં નહિં.

**સોમચંદ**—અરેરે! એ ખરૂં છે. પુત્ર તો નર્કમાંથી તારે તેને કહ્યો છે. અરે! આને એવા સારા આચરણે ચલાવવા અમે ઘણા ઉપાય કર્યા, પણ તે બધું મિથ્યા ગયું. અને પુત્રનો લહાવો તો અમારા અંતઃકરણમાંજ રહ્યો. અરેરે! ઓ ઈશ્વર!! અમે ક્યાં જઈએ!!!

**દેવદત્ત**—અરે! શેઠ, તમે સમજુ થઈ, શું આમ ગભરાતા હશો! પુત્ર હોઇને શું છે! આ જગતમાં કોણ અમર રહ્યું છે? વેલું મોડું સૌ ચાલ્યું જવાનું છે. તેમ અંતે કુટુંબકબીલો કે પુત્રનો કેને સબંધ છે? કોઈ કોઇનું નથી, એ નહિં પણ આ જગત આખું મિથ્યા છે; માટે અફશોષ નહિં કરો. આપણી પહેલાં લાખો મનુષ્યો ઉપજ્યા, ને લાખો ચાલ્યા ગયા, તેમ ચાલ્યા જવાના. આ પંચ ભૂતની કાયા માયાના યોગે ઉત્પન્ન થાયછે, ને પાછી નાશ પામેછે. આમ ક્ષણમાત્રમાં પરિણામે નાશવંતજ છે; માટે જ્ઞાનીઓ તો દેહ આદિ જગત સર્વ માનતા નથી, પણ નાશવંત, એટલે મિથ્યાજ લેખેછે, તેથી તેમાં આશક્તિ કરતા નથી. ફ-

કત આત્મ કલ્યાણને અર્થે ઇશ્વર ભજન અને પરોપકારમાં પ્રવર્તે છે. આવો સદધર્મ કે પૂર્ણ તેજ સાથેછે. અને પુત્રાદિ સાથે આવવાનાં નથી, કે ખરા હિતકારી નથી. માટે આ જન્મનું સાર્થક તે તમારા આત્માનું કલ્યાણ કરો, અને અફશોષ છોડો.

( મદિરાક્ષી નાયકાનો ખેલ જોયા બાદ )

**ચતુરશાહ**— (કુબુદ્ધિને) જોયું ! વેશ્યા વૈશ્યાઓ બધી ધુતારીઓ અને દગાબાજ હોયછે; તેનો વિશ્વાસ તો કદી કરવો નજ જોઇએ, તેમજ એ ફંદમાં ફસવું કે વિષય લંપટ થવું, એ ખરેખર વિનાશકારી ને કલેશ આપનાર છે.

**કુબુદ્ધિ**—યાર, હવે તો હું જઇશ, કેમકે મને નીકળ્યા ઘણો વખત થઇ ગયોછે.

**ચતુરશાહ**—હા હા, ભલે પાછા દર્શનની કૃપા કરવી. મેં આ કહ્યું તેમાં ખોટું નહિં લગાડશો. મેં જે કહ્યું, તે આપણા હિતને ખાતર છે. તો ભરૂંસો છે કે હવે નહિં ભૂલશો. ભલે જાઓ.

**( નિષ્ક્રાંત. )**

## અંક ૨ જો સમાપ્ત.

## અંક ૩ જો—પ્રવેશ ૧ લો.

### સ્થળ કુબુદ્ધિની ખાનગી બેઠક.

કુબુદ્ધિ, પાછળથી ચંચળા.

**કુબુદ્ધિ**—(મનમાં) હું ચાર દિવસથયાં કપટકુંવરની પાસે ગયો ન-

**થી.** ચતુરશાહે મને જે કહ્યું તે ઠીક, પણ શું બધી સ્ત્રીઓ એવી ધૂતારીઓજ થાયછે! જો મોહના રાણીએ છેલ બટાઉ માટે, તેમજ લેલાંએ મજનું માટે શું શું કષ્ટ સહન કરીને, ખરી પ્રીત પાળી હતી! તેમ કપટકુંવર પણ મારાપર ઈશ્કથી રીઝ્યા છે. કદાપિ એમ નહિં તો એ વેશ્યા છે; ત્યારે એ કોમળાંગીની પ્રેમથી ભેટ લેવી. કારણ આ કામ મને હવે સંતાપે છે, તોએ રસીકડીના આલિંગન વિના કાંઈ ચેન પડવાનું નથી. વળી ચતુરશાહે પૈસાની ખરાબી બાબત કહ્યું, પણ એ મનોહર સુંદરી પાસે પૈસો શું ચીજ છે! (એટલામાં ચંચળા પ્રવેશ કરી, પત્રીકા આપેછે. જે કુબુદ્ધિ તે ઉખેડી વાંચેછે.)

મારા પ્રેમ નિધાન પ્રાણ.

આજે ચાર દિવસ થયાં, તમારા દર્શન થયાં નથી; પ્રથમ તો હર હમેશાં દાસીપર કૃપા થતી, પણ હાલ આવાં મારાં શું બુરાં ભાગ્ય! પણ કૃપાનિધી પ્રાણ તો આપને અર્પણ કરેલ છે, એટલે તે આપની પાસે છે. તો દેહની વિપરીતને વિચિત્ર દશાનું કૌતુક જોવું હોય, તો આવજો, નહિંતર હવે સલામ છે. ફક્ત તમારા તરફથી ઉત્તર જાણવાને આ ખોળીયું ધારી રાખ્યું છે. પછી નીલકંઠનું ભૂષણ તૈયાર છે; તે કંઠમાં ધારણ કરી અચળ શયનમાં સુખ માનીશ.

લી. આપની સદાની દાસી
કપટકુંવરના સલામ.

**કુબુદ્ધિ**—(મનમાં) જેમ એની મને ચાહના છે, તેમ એને પણ મારી આકાંક્ષા છે. (મોટેથી) કેમ ચંચળા આ શું લખેછે!

**ચંચળા**—શેઠજી, જે લખેછે તે બરોબર છે. હવે છેલી અવસ્થા એ છે, તો વાર નહિં કરશો.

**કુબુદ્ધિ**—એમ છે! ત્યારે જા, જલદી હું પણ આ આવ્યો.

**(દાસી નિષ્ક્રાંત)**

## પ્રવેશ ૨ જો.

### સ્થળ કપટ કુંવરની મેડી.

કુબુદ્ધિ, કપટકુંવર, અને દાસી.

**કુબુદ્ધિ**—(મનમાં) અરે! આ શું અજબ!! અરે! આની આ શું દશા!! આ જો! જેના વાળ મોતીથી ઠાંસેલ ઝળકતા, ને અત્તરથી બેહેક મારતા, તેજ લુખા અને છૂટા મુખપર છવાઈ રહ્યા છે. મોતી રત્ન ને મણી જડાવથી ઝળકીત ને કિંમતી સૂવર્ણના દાગીનાનો તો લેશ પણ જણાતો નથી, ને ખાખાવેષી કપડાં પહેરેલાં છે. એક હાથમાં અફીણનો કટોરો, ને બીજે હાથ ગળ સ્થળે મૂકી બેઠીછે. ખરેખર તે પૂરી અફસોસમાંજ છે. (મોટેથી) કેમ પ્યારી, આ તેં શું માડ્યું છે! અરે! આ તને છાજે! તારી આ દશા! શું! તારો શણગાર ક્યાં! તારી શોભા ક્યાં! તારો હર્ષ ક્યાં! અને ખૂબી ક્યાં! નહિં નહિં, આ તને છાજે નહિં.

### લાવણી.

બોલ બોલ ઓ જીગરજાન, તુ મધુર બચન મુખસેં. ટેક.
ઘુંઘટકે પટ લપટ લીએ, સો ઝપટ કરે દૂરસેં. બોલ૦ ૧
છુપે કેશમેં ચંદાશા મુખ, ઝગે અતિ નૂરસેં. બોલ૦ ૨

ખડે કુમુસેં ઈશ્કકે ખાતીર, રસ લૂંટે સુરસેં. બોલ૦ ૩

**કપટકુંવર**—હવે એ ચતુરાઈ અને પ્રેમ દર્શાવવો રાખો, ને ક્લેશનું કારણ આ દુનિઆને ઇશ્ક; તેથી ધરાઈ રહેતાં તે છોડી જવા, હું બહુ ખુશી છું, તો તેમ કરવા ધો. અરે! હાયહાય!! હું ભૂલો છુંને!!! અરે! તમારી સાથે દોસ્તી બાંધી અહો!! હવે પસ્તાવું પડેછે!!! તમારી વાતની મને હમણાજ ખબર પડી, કે ચાર દિવસ થયાં નહિં આવ્યા, તેનું કારણ, મદિરાક્ષી નાયકાનો ખેલ જોયો, અને એવાજ ગુણ અમારામાં કલપ્યા. અરે! હાય!! મને ધિક્કાર છે!!! જે તમારા માટે મેં બધું તુચ્છ લેખ્યું! વિવિધ શોખના વાપરમાં લોભ રાખ્યો નહિં!! ને દ્રવ્ય તમારા માટે વાવરવાને ઉદાર જીવ રાખ્યો!!! ને તમે તો છટકીજ બેઠા, જણાઓછો. અહો! આ મારી કેવી મૂર્ખાઈ જે વિશેષ દ્રવ્ય મેં એકઠું કર્યું નહિં!!! ને જગતમાં તમારાથી નામ ધરાવ્યું! ને હાલ મારી આ દશા! તો હવે મારે જીવી શું કરવું! પણ હવે આમ કોઈ ભોળી ભામનીને ઠગશો નહિં. અહો! મારાપર તો બહુ મહેરબાની રાખી, અહહ!

(પ્યાલી પીવા જાય છે)

**કુબુદ્ધિ**—હંહં, અરે! આ તેં શું માડયું છે!! તને આ છાજે! અરે! તું એવી શું બને છે? અને આવા વિચાર કરેછે? અરે મારી પ્યારી! એ જૂઠી હઠ છોડ, અને મારી વાત તો સાંભળ? મૂક મૂક એ પ્યાલી મૂક. (પ્યાલી ઝાલી

ઢોળી નાખે છે.) અરે તારે અને મારે જે પ્રેમ બંધાયો છે, તે કોટી ઉપાયે છૂટવાનો નથી; તો તું અફશોષ નહિં કર. તારે ધનની ઇચ્છા હોયતો ક્યાં ખોટ છે? લે આ ઉતરી.

**કપટ કુંવર**—અરે! હું ક્યાં ધનની લોભીશું!! આપણે પ્રેમનાં ભૂખ્યાં, તેમાં એમ થાય તો અમારો શું આશરો?

**કુબુદ્ધિ**—આશરો ઠીક, પણ હવે આવા હવાલ રાખવા છે? આવો વેશ શું યોગ્ય છે?

**કપટ કુંવર**—તમારો પ્રેમ હોય, તો અમને તો ઘણોય ઉમંગ હોય! (ચંચળાને) લાવ આપણાં કપડાં લાવ. (ખુબ ઠાઠ મારી શેઠની સામે ખુરશીમાં બેસે છે.) કેમ શેઠજી, ચાર દિવસ નહિં આવવાનું કારણ મેં કહ્યું, તેજ કે બીજું? કારણ તો મેં કહ્યું તેજછે. તમે મારી પાસે જૂઠું બોલતા નથી, તેથી સાચુંજ કહેશો.

**કુબુદ્ધિ**—પ્રીયે, હાલમાં તારાથી મારે જે પ્રીત છે, તેની વાત આખા નગરમાં જાહેર થઇ છે; મારાં માતપિતાને પણ એ વાતની જાણ થઈ છે, અને એ માટે તેઓ અટકાવ કરવા કેટલુંક કહેવરાવે છે. આ માટે મારા મિત્રે મને ચોથે દિવસે કેટલુક કહેવા બોલાવ્યો, અને પછી ત્યાંથી અમે મદિરાક્ષી નાયકાનો ખેલ થતો હતો, તે જોવાને ગયા.

**કપટકુંવર**—(ઉદાશી ચેહરે) તે તો આજ નહિં તો પાંચ પચીશ દિવસ મારો ત્યાગ કરવાના. (વિચારમાં પડતી હોય એમ બતાવી નીચું જુએ છે.) થોડી વારે,

## સોરઠની ગજલ.

રસ રંગ માણ્યો તેમ, ખુશીના ખેલ કીધા ખંતથી. ટેક.

બહુ લાવ આપ્યો આપની,
આ દાશીને નિશ્ચીંતથી. રસ રંગ૦ ૧
ફળનો ઉપરથી મધુર રસ,
ચાખી મળ્યો સંતોષ શું;
પણ અંત અંદર વિષમતા,
મુજનો મહા આ દોષશું. રસ રંગ૦ ૨
નકીજ કરશો ત્યાગ ત્યારે,
વિનતી આ મારી સુણો;
જો દુઃખ દેવા ના ચહો,
તો મુજને જલદી હણો. રસ રંગ૦ ૩
નહિં કાં થશે મુકરર અરે,
અંતે દશા મારી બુરી;
હણવી ઉચિત્ત છે એથારે,
હું સાફ કહુંછું કરગરી. રસ રંગ૦ ૪

કુબુદ્ધિ—અરે મારી દીલજાન, એશું બોલે છે!?

## લાવણી.

( જગતમેં જીવના થોરા ) એ રાગ.

જશે કદી જાન જો મારો,
કરીશ નહિં ત્યાગ પણ તારો;
જેવો મેં ઇશ્ક બાંધ્યો છે,

તેવો તેં પ્રેમ સાંધ્યો છે.
તથાપિ હવે અરે તોડું,
ભલે સૌ સગામિત્ર છોડું;
ખરે તું પ્રીતની વેલી,
તરૂણું તરૂણ તેમ છેલી.
અરે કદી દુઃખ અતિ આવે,
રસિકડી સોચના લાવે;
ફીકર વિના રહું રંગી,
નકી છું હું અચળ સંગી.

**કપટકુંવર**—જો તમે બેધડક છો. તો મારે શી ફિકર છે! પણ બધાના તરફથી જ્યારે આપને એમ થશે, ત્યારે અચુક ચિત્તને શાન્તિ કેમ રહેશે? અને એ અફશોષનું વાદળું ચડી આવ્યા પહેલાં ઉપાય કરવો યોગ્ય છે.

**કુબુદ્ધિ**—ઉપાય તો એકે અહિંથી દૂર દેશ જઇ નિવાસ કરવો.

**કપટકુંવર**—હા, બરાબર છે. પણ મોજશોખનો બધો આધાર ધન છે, તો ત્યાં તેનું કેમ થશે?

**કુબુદ્ધિ**—કેમ શું? એનો હરકત આવે એમ નથી. એનો ઉપાય હાલ મારા હાથમાં છે. કેમકે હાલમાં અમારા કુટુંબીઓમાં વિવાહ છે; તો ઘરેણું પહેરવા માટે કાઢેલું છે, તો વિવાહની ઉછરંગમાં અચુક લાગ ગળશે, એટલે ઉઠાવી લેઈશ.

**કપટકુંવર**—તો તો પછી શું બાકી રહે?

**કુબુદ્ધિ**—ત્યારે તું તૈયાર થઇ, વિલાસ બગીચે જજે. હું પણ કામ સાધીને આવું છું.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ મોતીચંદનું ઘર.

મોતીચંદ, કમળા, ચતુરશાહ.

**મોતીચંદ**—(ચતુરશાહને) કુબુદ્ધિના શું વર્તમાન છે?

**ચતુરશાહ**—કાકા, હમણા ચાર દિવસ થયા, એનું દીલ કાંઇક ઠર્યું હોય, એમ જણાય છે; કારણ કે એનો પગ હજુ એ તરફ થયો નથી.

**મોતીચંદ**—ત્યારે તો મારાં તગદીર ખૂલ્યાં. હું જાણુંછું તમારા સરખા લાયક માણસથી દોસ્તી કરવી, એજ દુનીઆમાં સાર્થક અને ઉદ્ધારછે કેમકે એક ઠેકાણે કહ્યુંછે, કે—

**श्लोक**

**जाडयंधिपोहरतीसाचतीवाचिमत्यं ।**
**मानोन्नतिदिशतिपापमपाकरोति ॥**
**चेतःप्रसादयतिदिक्षोतनोतिकीर्ति ।**
**सत्संगतीकथयकिंनकरोतिपुंसाम् ॥**

જે સસંગથી મનુષ્યોની બુદ્ધિના જાડય પણાનો નાશ થાયછે, (નિર્મળ બુદ્ધિ થાયછે) વાણીનું સત્યપણું પમાય છે, માનનું અધિક પણું પ્રાપ્ત કરેછે, પાપ દુર કરેછે, ચિત્ત પ્રસન્ન કરેછે, દશ દિશાઓમાં કીર્તિ વિસ્તાર પમાડેછે, વાસ્તે કહો પુરૂષોનું સત્યસંગતી શું નથી કરતી?

**ચતુરશાહ**—(મનમાં) આ મારા કાકાની શું પ્રેમ બુદ્ધિ છેની! નક્કી ઉદાર મનુષ્યનાં ચિત્ત હમેશાં આવાજ હોયછે.

(એટલામાં કમળા હાયપીટ કરતી)

અરે પટારામાં ઘરેણાની પેટી નથી?

**મોતીચંદ**—હેં હેં! શું!! ઘરેણાની પેટી જડતી નથી!!! (તપાસ કરી) અરે! આતે કોણ લેઇ ગયું હશે!! શું ઘર રેઢું મૂકી બધાં બહાર ગયાં હતાં!!!

**કમળા**—બહારતો વિવાહ એટલે ગયાંજ હતાં, પણ પાછળથી કોણ આહં આવ્યું હતું, તેનો તપાસ તો કરો.

**મોતીચંદ**—( પાડોશીઓને હમણા થોડી વાર ઉપર ઘરે કોઈ નહિં હતું, તો કોઈને અહિંથી નીકળતાં દીઠું?

**પાડોશી**—તમે ગયા ત્યાર પછી તો, કુબુદ્ધિ વિના કોઇ પણ માણસ આવ્યું જાણ્યું નથી.

**મોતીચંદ**—ત્યારે એ ક્યાં હશે! ચતુરશાહ એને ગોતી લાવો ને.

**ચતુરશાહ**—કાકા, લીઓ જાઉં છું.

**(ચતુરશાહ નિષ્ક્રાંત.)**

**મોતીચંદ**—(મનમાં નક્કી, આ કુબુદ્ધિનાજ ધા હશે, એને જરા કહેવરાવ્યું એટલે હોહો થવાની બીકથી, એ સરલ થયેલો; બાકી જેની મતિ વિપરીત થયેલીછે, તે શું એમ એકદમ ઠેકાણે આવે? હું જાણું છું અચુક એણે અહીં રહેવા ધાસ્તી માની, અને દુરાચરણમાં મન તદન ગરકાવ થઇ ગયુંછે, તેથી એને અહિં રહેવામાં ચેન કદી આવે નહિં. કેમકે સર્વ તરફથી ટાંકણીને ધાસ્તી. તેથીજ એ બીન-

ડરથી મોજ માણવા ઉઠાવ કરી ભાગેલો.

(એટલામાં ચતુરશાહ આવી)

**ચતુરશાહ**—કાકા, કુબુદ્ધિનો કાંઈ પત્તો લાગ્યો નહિં. પણ મને શક જાયછે; ને પેલી કપટકુવર રાંડ ને તેની દાસી કોઇપણ નથી; તો જરૂર એ નાસી ગયેલ હશે.

**મોતીચંદ**—હાહા, તમે બરાબર કહોછો; મારી પણ એજ ધારણા બંધાઇ છે. ત્યારે હવે એની શોધ કરવી જોઈએ.

તમારે હમણા દુકાનના કામનો અતિશય ભરાવો થયો છે, એટલે તે કામ રંગલાલને સોપ્યું હોય તો ઠીક. લ્યો એ રંગલાલ પણ આવી પહોંચ્યો.

રંગલાલ, કુબુદ્ધિએ તો કાળું કર્યું. સાબદી ઘરેણાની પેટી નથી, તોએ પેલી રાંડનેજ લેઈને સોવસા નાસી ગયો. હવે એની ગોત થવી જોઇએ.

**રંગલાલ**—ઠીક, કાકા તૈયાર છું.

**મોતીચંદ**—ભાઈ ઠીક ત્યારે, તમને કોઈ તરેહની શીખામણ આપવી પડે તેમ નથી; જેમ બને તેમ જલદી તેડી લાવજો.

**રંગલાલ**—એ દુષ્ટ જોકે દુરાચણે ચાલતો, તોપણ એને એવી કાંઈ અડચણ કે દુઃખ પર તરફથી થયું નથી; તોપણ કેવો મૂર્ખ કે એમાં સુખ માન્યું!

**કમળા**—રડતી રડતી, (મનમાં) અરે પુત્ર! તને ધીકાર છે!! તેં મારી કુખ લજવી!!! આના કરતાં પથ્થર જનમ્યો હોત તો કેવું સારૂં! (અફશોષની ગમગીનીથી કંઇ બોલી શક્તી નથી.)

**મોતીચંદ**—અરે ઈશ્વર! મારા માથે દુઃખ પડશે, એવું મેં સ્વપ્નામાં પણ લેખ્યું નહોતું. અરે! દુનિઆમાં ઉંચું મોઢું લેઈ ચાલવા જેવું રાખ્યું નહિં; તેમજ જે ધન માટે દુનિઆ હજારો ઉદ્યમ કરે છે, તેમાંનું કેટલુંક નિષ્ફળ ઉડાવી દીધું; અને મારી નબળી દશા લાવવા કર્યું.

**ચતુરશાહ**—કાકા, જે થવાનું હતું તે થયું, તો અફશોષ છોડો, ને રંગલાલને રજા આપો; એટલે તે જલદી પહોંચે. વળી આપણે પણ નગરની આસપાસ તપાસ કરીએ.

**મોતીચંદ**—હા ભાઇ, રંગલાલ ભલે જાઓ.

( નિષ્ક્રાંત. )

**અંક ૩ જો સમાપ્ત.**

## અંક ૪ થો.—પ્રવેશ ૧ લો.

### સ્થળ મધુમુખીનો ઓરડો.

મધુમુખી; અમૃત.

**મધુમુખી**—આ સૌ ચોગમ તપાસ કરી પાછાં આવ્યાં,-પણ કાંઈ પતો લાગ્યો નહિં.

( રૂદન કરતી )

( અચાનક આ શો કોપ કીધો કીરતાર એ રાગ )

અરરર મારી હાય દશા શું થઇ,
સંસાર કેરો સુ લાવો લીધોરે નહિં;
જેને જોઇ જોઇ હું તો સુખ લેખતી,

અરે દૈવ હાય તેની ભૃષ્ટ રે મતિ;
સુખરે સઘળું મારૂં તેતું થયું આમ,
દુષ્ટ પાપણી ધૂતશે દાગીના તમામ.
એથી જો સરે તો માનું ભાગ્ય મારા સાર,
દુષ્ટ લોભીને ન હોય કદી સુવિચાર;
અરે મારા અભાગ્યેથી સુઝ્યુ નાથ આમ,
લેખ્યું શું દાસીનું કાંઇ અપરાધી કામ.
આવો મારા નાથ રૂડી મોજ માણાવીશ,
તમારૂં કોઇ પણ ન વેણ ઉથાપીશ;
તમે ખુશી રેશો તેમ નિત્ય આચરીશ,
છે દઇને નાશી ગયા કેમ મારા ઇશ.
અરે એ દુષ્ટમાં તમે લેખીયું શું સુખ,
અજાયા અજબ વાત વિશેષ પ્રમુખ;
અરે જગનાથ કૃપાનીધી ભગવાન,
દીન દાસી સ્તુતી કરે પ્રભુ ધરી ધ્યાન.
રક્ષણ કરજો મારા નાથનું પ્રભુ,
તો તો વિશ્વ વિશે હુંતો જરૂરે નભું;
અરે દુષ્ટણીના કંઈ ફાવશે જો ફેલ,
હાય વિભુ જીવવુંરે તો તો મુશ્કેલ;
અરે પ્રભુ અરે પ્રભુ અરે ઓ કૃપાળ,
સ્હાય કર સ્હાય કર સઘ સૃષ્ટિપાળ;

અરે ઓ ઈશ્વર ! હવે મારી શી દશા ! ! અરે ! આ સંસારમાં જેનાથી કાંઇ સુખ તો નહિં પામી, તથાપિ જેને જોઇ

જોઇ, હું સુખ લેખતી; અરે! જે મારો આનંદ, અરે! તેનું આમ થયું!! અરે! દુષ્ટ, લોભીને નિર્દય ધૂતારીએ મારૂં સર્વસ્વ નાશ કર્યું. અરે! સ્વામીનાથ, ત્યાં તમે શું સુખ લેખ્યું! અરે! મારો એવો શું અપરાધ આવ્યો, જે કોપ કરી નાશી ગયા! અરે! તમે અહિં આવો, હું તમને વિવિધ મોજ મણાવીશ. તમારૂં કોઇ પણ રીતે વેણ ઉથાપ્યું નથી, તોપણ તમે જેમ ખુશી રહેશો, તેમ આચરીશ. અરે! પણ મને આમ છે દેઇ નાશી કેમ ગયા! ત્યાં તમે શું સુખ દીઠું! અરે! આમ કેમ અંજાયા! અરે! ઈશ્વર! ઓ ગરીબનિવાજ! ઓ કૃપાનિધી! હું ગરીબ દાસીની સહાયતા કરી, મારા સર્વ સૌભાગ્ય રૂપ પતિની સદૈવ રક્ષા કરજે, ને દુષ્ટ ધૂતારીના ફાંસામાંથી જલદી છોડાવજે. તું બીર્દ ધારી ને શરણાંગત વત્સલ છું, તો હું રંક દાસી વારંવાર હાથ જોડી એજ માગું છું. અરે! દુષ્ટણીથી જો કાંઇ થશે, તો મારી શી ગતી!! અરે સ્વામીનાથ! પછી હું કયાં જઇશ!! અરે! આ મારો અવતાર શું દુઃખમય બનાવી દીધો!! અરે ઈશ્વર! હવે હું કયાં જાઉં, ને શું કરૂં!! ઓ દૈવ! ઓ દૈવ!! (અફશોષથી અચેત થઇ પડેછે.)

અમૃત—(પવનથી શાન્તિ પમાડી બેઠી કરીને) બેન, કાંઇ પણ ગભરાઇશ નહિં; ઇશ્વર સૌ સારાં વાનાં કરશે; તારી દાનત સારી છે, તો સૌ સારૂં થશે. કુબુદ્ધિના શોધ માટે રંગલાલને મોકલ્યો છે, તે એવો છે, કે પાતાળમાંથી પણ શોધી

લાવ્યા વિના રહે નહિં. તું શાણી છું, તું ઉલટી અમને સમજણ આપે તેવી છું, એટલે તને કાંઇ પણ કહેવાને અમે યોગ્ય નથી. વળી જોને સુખ દુ:ખ કાંઈ સદાય રહેતું નથી. અને અમને તો એમ જણાય છે, કે તારા માથે આ દુ:ખની અવધી છે, એટલે હવે ઈશ્વર સૌ સુખ સંપડાવશેજ. અફ્શોષ નહિં કરીશ, બેન.

**મધુમુખી**—બેન, એમનું વલણ જો કાંઈ મારા ઉપર ઓછું હોય, તો હું કાંઈપણ દુ:ખ લેખતી નથી. ફકત દુ:ખ તો એટલુંજ છે, કે એ ધૂતારીના ફાંસામાં ફસવાથી મને બહુ ડર રહે છે.

**અમૃત**—બેન, તું ઘણી સમજુ છે; પણ હું ધારૂંછું એ ધૂતારીની ઠગ વિદ્યા જાણશે, ત્યારેજ ઠેકાણે આવશે.

**મધુમુખી**—ઠીક બેન, ઈશ્વર કરે તે ખરૂં.

**( નિષ્કાંત. )**

# પ્રવેશ ૨ જો.

**સ્થળ, મંચ્છાપુરીમાં કપટકુંવરની મેડી.**

કુબુદ્ધિ, કપટકુંવર અને ચંચળા.

**કુબુદ્ધિ**—કેમ પ્યારી, શહેર તો ઠીક છેના ?

**કપટકુંવર**—હા, ઠીક છે. તમને પસંદ તે અમને પણ પસંદજછે; વળી વધારે મજાતો એ છે, કે આ મેડી જેવી છટાદાર મળી છે, તેવીજ ગોઠવણુની સર્વ ચીજો મળી છે. તો હવે અતિશય શોખ તો થશે, તે પણ નિશ્ચીંતથી. કારણ કે

આપણે જે વિકટ રસ્તેથી આવ્યાં છઇએ, તે પછાડી ગોતતાં પણ પત્તો લાગવાનો નથી.

**કુબુદ્ધિ**—અરે! અહિં પતો શેનો લાગે! તો હવે તો કોઈ તરેહની મોજમાં ખામી નહિં રાખવી.

**કપટકુંવર**— ખામીતે તમારા સરખા ઉદાર દોસ્ત મળતાં કેમ રહે? જુઓ! હાંડી ઝમરૂખ વિગેરે, રોશનાઈ માટે ખરીદેલછે, તે પ્રમાણે બીલોરનો પણ વાપર કર્યો છે; ખુરશી, આરામ ખુરશી, કોચ, મેજ, અને ગખમલના બીછાનાગાં પણ ઓછપ રાખી નથી; જુઓને! પલંગતો ફક્ત ગુલાબની પાંખડીઓથીજ બીછાવાય છે; ઉમદા અત્તરની વહોરગત કાંઇ ઓછી કરી નથી; તેમ ધૂપ પણ કેવો ઉમદો ખરીદેલ છે; ઉત્તમ મદ્યની શીશીઓ પણ જથાબંધ લાવી રાખેલ છે; વિશેષ મજાતો એછે, કે શહેરમાં સર્વ કાંઈ મોજની ચીજો મળે છે. જુઓ! ગાયન માટે પણ વિધ વિધ વાજીંત્રો મળ્યાં.

**કુબુદ્ધિ**—હા પ્યારી, શહેર રંગીલું છે; વળી તે ઠાઠ માઠથી પણ ભરપૂર રહેછે; અને કહેવાય છે, કે રાત્રીએ રોશનાઈથી બજારની શોભા તો અતિશય થઈ રહેછે. તો આજે તો હું ગાડીમાં બેસીને જરા ફરવા જાઉ, ને જોઉં જોઈએ કેવોક ઠાઠ બને છે.

**કપટકુંવર**—ઠીક ભલે, હું પણ આવત, પણ દાસી હમણા બહાર ગઈ છે; તો ઉતારો રેઢો રહે, માટે તમે ભલે જાઓ. પણ

પાછા જલદી આવજો, અને જો કાંઇ એવી નવીન તરેહની ચીજ મળે તો, લેતા આવજો.

કુબુદ્ધિ—ઠીક ઠીક, ભાવશે તો લાવીશ.

(કુબુદ્ધિ નિષ્ક્રાંત.)

( કેટલીક વાર પછી. )

ચંચળા—બાઈ સાહેબ, શેઠજી ક્યાં ગયા ?

કપટકુંવર—એતો બજાર જોવા માટે ગયા.

ચંચળા—પૈસાતો હમણા છાકમ છોળ ઉડે છે, ને વૈભવ વિલાસનો તો મોટો બહાર કરી મૂક્યો છે.

કપટકુંવર—તો વળી પાંચ હજાર રૂપીઆ તો ઉડી ગયા.

ચંચળા—ત્યારેતો બાઇ સાહેબ, એ શેઠથી હવે કાંઇ પૈસાનો વધારો થવાનો કે નહિં ?

કપટકુંવર—નાના, વધારો શું કરે ! પણ ઉલટા ઘટતા જવાના.

ચંચળા—ત્યારે તે તો ઠીક નહિં. અને આથીતો પૈસો ઉડી જતાં આપણી શી હાલત થવાની ?

કપટકુંવર—હા, તે તારૂં કહેવું સત્ય છે; પણ મેં એ બાબત સારો વિચાર કર્યો છે, અને પૈસા ગમે ત્યાંથી ધૂતી લેવા એ આપણું કામ છે. પણ પૈસા લેવાની હીકમતમાં મોહ વિશેષ છે, અને આથી મોહ વધે, એવા કારણસર આ બધું ખર્ચ થાય છે. શેઠને આમ થોડા દિવસ રાજી ખુશી રાખીશું, પછી કોઈ યોગ્ય ખાજ ગળશે, એટલે ધક્કો મૂકી કાઢી મૂકતાં શી વેર છે ? વળી આપણે હમણા કાઢી મૂ-

કીએ, તો જો કે એનામાં શહૂર નથી, તથાપિ તે ફરિયાદ કરેતો હરકત આવી પડે; માટે કાંઇ યુક્તિથી એનું નિકંદન થશે. અને હમણા તો એ ખુશી રહે તેમ આચરવું. કેમકે જેનાથી હાલમાં આપણને પૈસો મળ્યો છે, તેમ મેળવવાનો એ સંચોછે.

**ચંચળા**—હા, ખરૂં બાઇ સાહેબ, પણ આ ગાડી આવી.

**કપટકુંવર**--ઠીક ત્યારે, એ વાત બંધ રાખો.

( શેઠ ઉપર આવતાં )

લાલ શહેર જોયું કે?

**કુબુદ્ધિ**—વાહ ? પ્યારી, શહેર તો બહુ રંગીન છે ને શું ! તેમ સ્મૃધ્ધિવાન પણ સારૂં છે. બજારનો ઠાઠ જોઈને તો હું છક થઈ ગયો છું. ને મોહથી ભરેલ તેમ ચિત્ર વિચિત્ર ચીજોથી મારૂં મન લોભાયું, તેમાંથી કઇ ચીજ લેવી, ને કઇ નહિં, તે કાંઇ સૂજયું નહિં. તોપણ આપણે શેઠ કીધેલો લાલચુ વહોરો સાથે હતો, તેની મારફત આ એક મોતીની ઝાલર વાળી જરીઆની ઓઢણી તારા માટે લીધી.

**કપટકુંવર**—એના પૈસા આપ્યાકે કેમ ?

**કુબુદ્ધિ**—હા, મારી જે રત્નની માળા હતી, તે તેને આપી વેચાવી છે. અને જે પૈસા હજુ તેની પાસે હતા. તે અપાવ્યા.

**કપટકુંવર**—વાહ વાહ ! ઓઢણી તો ઘણી ઉમદી લાવ્યા.

**કુબુદ્ધિ**—મારી માશુકડી, ઓઢ જોઈ.

**કપટકુંવર**—જેવો લાલનો હુકમ. લ્યો ઓઢું.

**કુબુદ્ધિ**—આહા ! આ રોશનાઈને લીધે કેવળ તું તેજનીજ બની હઉં, તેવી શોભે છે. કેમકે રોશનાઈના ઝગઝગાટના પ્રતિબિંબના કીરણો જરીઆન, અને મોતીની અંદરથી ચોગમ પ્રસરી રહ્યાં છે.

**કપટકુંવર**—લાલ, તમારા પ્રતાપથી આપણા આ વૈભવના ઠાઠમાં શું ખામી છે ?

**કુબુધ્ધિ**—હું જાણું છું હવે આપણે ગાયનનો વખત થયો; આ વૈભવી ઠાઠમાં ગાયનની ખરેખરી લહેજત છે.

**કપટકુંવર**—ચંચળા, મારી સારંગી તેમ ઘૂઘરા લાવ કારણ આજે નાચપણ ચલાવશું.

**કુબુદ્ધિ**—હાહા, આજ નાચ થવો જોઈએ.

**ચંચળા**—ઠીક બાઈ સાહેબ, આ લાવી.

**કપટકુંવર**—( સાજ તૈયાર કરી )

ઓ રસીક લાલ, દેખી દૃષ્ટિ વિશાલ;
તરતીબનો તાલ, અતી પ્રેમી હરે. ઓ૦ ૧
અણુ સારો અજબ, ચતુરાઈ મુજબ;
ગરકાવ ગજબ, જે મુને કરે. ઓ૦ ૨
મુખ શશીથી સારૂં, વચનામૃત ચારૂ;
એ સુખડું પ્યારૂં, સૌની ઉપરે. ઓ૦ ૩
કથું કેટલી વાત, જાજ્વલ્ય હું જાત;
મોહી ભલીભાત, રૂપ ગુણુ પરે. ઓ૦ ૪

**કુબુધ્ધિ**—વાહ ! મારી જાન વાહ !! તારા માટે હું જે કરૂંછું, તે

તારા ગુણો પાસે થોડુંજ છે. હવે બસ છે. તારા આ કોમળને મનોહર શરીરને વધારે શ્રમ નહિં આપતાં, પલંગ પર આરામ આપ.

( નિષ્ક્રાંત )

અંક ૪ થો સમાપ્ત.

---

## અંક ૫ મો—પ્રવેશ ૧ લો.

### સ્થળ કપટકુંવરની મેડી.

કપટ કુંવર, ચંચળા ને કુબુદ્ધિ.

**ચંચળા**—બાઇ સાહેબ, હવે તો કુબુદ્ધિને પડતો મૂકો તો ઠીક; કેમકે તેની પાસે કાંઇ દાગીના કે રૂપીઆ બીલકુલ રહ્યા નથી. તેમજ આપણી પાસે પણ તમારા બે હાર સિવાય બીજું કાંઇ નથી. તો આમને આમ ક્યાં સુધી ગુજારશું?

**કપટકુંવર**—પ્રીય દાસી, તું એ બાબત નિશ્ચીંત રહે; કેમકે તે બાબત મેં પ્રથમથીજ બંદોબસ્ત કરી રાખ્યો છે. પણ જ્યાં સૂધી કુબુદ્ધિ પૈસા પુરવાને શક્તિવાન છે. ત્યાં સૂધી બીજાની શી જરૂર? થોડા દિવસ પહેલાં કુબુદ્ધિને કહેલ છે, ને વળી આજે પણ કહેશું.

**ચંચળા**—બાઇ સાહેબ, વાત બંધ રાખો, શેઠ પધારે છે. ( કુબુદ્ધિ પ્રવેશ કરેછે.)

**કપટકુંવર**—(મનમાં) દાસીનું કહેવું સત્ય છે; કેમકે હવે કુબુદ્ધિથી

દોસ્તી રાખવાગાં લક્ષ્મીનો લાભ થાય તેમ નથી.

(એમ વિચારથી દિલગીરીનો ભાવ બતાવે છે.)

કુબુદ્ધિ—પ્રીયા, આજે એવું શું સંકટ આવી પડ્યું છે, કે જેથી અફ્શોષમાં ગમગીન થઇ, બેહોશ બની, તારા સુંદર શરીરને શોભતા શણગાર ને સુંદીરતાનો ત્યાગ કરી, અમૃતમય વચનો ઊચરતાં વિસરી જઇ, પ્રેમી મિત્રને પ્રેમા વેશે ભેટવાનું ભૂલી જઈ, દિલગીરીના દરિયામાં ગીરફ્તાર થઇ બેઠી છે?

કપટકુંવર—દિલગીરી તો એકે પ્રથમની દોલત આજ પર્યંત ચાલી, પણ હવે પછી મોજશોખ અને એશારામને માટે જોઈતા પૈસાનું શું કરશું?

કુબુદ્ધિ—અહો! એમાં શું!! તું બેધડક રહે; કેમકે તેના માટે મેં પ્રથમથી સગવડ કરી રાખી છે.

કપટકુંવર—શી સગવડ?

કુબુદ્ધિ—સગવડ તો એકે જેને ત્યાંથી આપણે કપડ વિગેરે જરીઆની સામાન મગાવીએ છીએ, તે વાણીઓ પૈસાદાર છે; તેમ તે પૈસા કઈ જગોએ રાખેછે, તેની પણ મને સારી રીતે ખબર છે. એટલે લાગ આવે ચૂકીશ નહિં.

કપટકુંવર—હા હા, એ વિચાર આપે સારો ધાર્યો; પણ તે જલદી થાય તો ઠીક.

કુબુદ્ધિ—જલદી શું? આજ રાતેજ વાત. વારૂ, પણ હવે શોક સમાવી, પ્યારાને પલંગ સુખ આપ તો ઠીક.

(એમ એશારામ ને ઇશ્કબાજીમાં રાતના દશ બજ્યાનો વખત થવા આવ્યો ત્યારે).

કપટકુંવર—પ્રીયે, દશ બજવાનો વખત થવા આવ્યો. હવે આપ ક્યારે પધારશો ?

કુબુદ્ધિ—ક્યારે શું? આ ચાલ્યો.

(કુબુદ્ધિ નિષ્કાંત)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ વાણીઆની મેડી.

કુબુદ્ધિ.

કુબુદ્ધિ—(મનમાં) રૂપીઆ તો હાથ લાગ્યા, પણ ભાર સહીત નીચે ઉતરવું મુશ્કેલ છે. અરે! પણ એમ વિચાર કરતામાં ઘર ધણી જાગશે, તો ભોગ ળળશે. (કુબુદ્ધિ એવા વિચારથી એકદમ નીચે ઉતરી, પોતાના મકાન તરફ ચાલ્યો જાય છે, તેવામાં પાછળથી "મારો મારો, પકડો પકડો," એવો પોકાર કરતાં પાંચ સાત માણસો, કુબુદ્ધિને માર મારી, જમીન દોસ્ત કરીને "ચોર છે ચોર છે," એમ પોકાર કરવા લાગ્યા. તે પોકાર સાંભળી, કેટલાએક સિપાઈઓ તેમજ ગામના માણુસો પણ દોડી આવ્યા. ને એ ભડાભીડમાં કુબુદ્ધિને એવો માર લાગ્યો, કે જેથી તે મરણ તોલ થઇ, પૃથ્વીપર પડી ગયો. તે વખતે સિપાઇ લોકોએ પાછોડીએ બાંધી, ન્યાયાધીશની હજુર રજુ કર્યો. ને ન્યાયા-

ધીશે ન્યાય શાસ્ત્રના હુકમનું માન રાખવા, તેમજ ધર્મ-પર આધાર રાખી, તે પાપી ચંડાળ વ્યભિચારીને છેવટ કેદ મોકલ્યો. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ કપટકુંવરની મેડી.

કપટકુંવર, ચંચળા, પાછળથી શેરખાં.

**ચંચળા**—બાઇ સાહેબ, કુબુદ્ધિને કેદમાં પડયા દશ દિવસ તો થયા, પણ હજુ આપણે પ્રયત્ન કર્યો નહિં.

**કપટકુંવર**—એમાં પ્રયત્ન શું કરવોછે? તું જા શેરખાં જમાદારને બોલાવી લાવ. મેં તેની સાથે ઠરાવતો કરી રાખ્યો છે.

**ચંચળા**—ત્યારે તો ઠીક. લ્યો બોલાવી લાવું. (ચંચળા જઈને શેરખાં જમાદારને બોલાવી લાવે છે)

**કપટકુંવર**—(શેરખાં જમાદારને) આઈએ જીનાબ. ( હાથ પકડી પલંગપર બેસાડે છે. ) ક્યું પ્યારા, ક્યા મરજી હે? મેંતો આપકેપર ફિદા શીરતી હું, મગર આપતો દર્શનબી નહિં દેતે.

**શેરખાં**—(ગળામાં હાથ નાખીને) નહિં નહિં, મેરી પ્યારી, યે ક્યા કહેતી? મેં બી તેરેપર આશક હું. લેકીન મેં ગાઉં ગયાથા, ઉસ લીએ નહિં આતાથા. મગર અબતો યાંહિંજ દિન ગુજારેંગે.

**કપટકુંવર**—વાહ! મેરે પ્યારે વાહ !! ( એમ કહી મધ પિઆલી આપે છે.

**શેરખાં**—(પીધા બાદ) વાહ! ક્યા લેઝત આતીહે!!

**કપટકુંવર**—તો ફીર મઝા ક્યા હે!

**શેરખાં**—પ્યારી, અબતો મેં જાઊંગા, ક્યુંકે સીપાયોંકો કવાજ સીખાનેકા બખત હો ગયા હે.

**કપટકુવર**—ફીર કબ આવગે.

**શેરખાં**—અબતો સામકુ આનેકા હોયગા. મગર વાંતક એક સિપાઈકો ભેજુંગા, ઓર તેરે જો કુછ કામ કાજ હોવે શો ઉસે કહેના, ઓ કરેગા.

**કપટકુંવર**—અચ્છા જીનાબ, મગર આના જલદી.

( નિષ્કાંત )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ કપટકુંવરનો મેડી આગળનો રસ્તો.

કપટકુંવર, ચંચળા, સિપાઇ ને કુબુદ્ધિ.

**કુબુદ્ધિ**—(મનમાં) અરે! આહિં આ સિપાઈ કેમ બેઠો હશે!! (મોટેથી સિપાઇને) તમે કોણ છો, ને આહિં કેમ બેઠાછો?

**સિપાઇ**—તેરે ક્યા કામ હે?

**કુબુદ્ધિ**—ક્યા કામ હે ક્યું? એ ઘર કિનકા હે?

**સિપાઇ**—જીસકા હે ઇસકા. તું તેરે સીધે રસ્તે ચલા જાને.

(તેવામાં કપટકુંવરને નિચે આવતી જોઇને)

**કુબુદ્ધિ**—અરે પ્યારી, આ કોણ છે?

**કપટકુંવર**—આહિં ક્યાં છે તારી પ્યારી.

**કુબુદ્ધિ**—અરે! શું ભુલી ગઇ કે મશ્કરી કરછ?

**ચંચળા**—શેઠ, એ વેળા તો વહી ગઇ. હવે બોલશો તો ખાઇ બેસશો; માટે જલદી રસ્તો પકડો.

**કુબુદ્ધિ**—(મનમાં) આતે સાચું હશે કે મશ્કરી! (મોટથી) લે હવે મશ્કરી મૂક.

**કપટકુંવર**—જા જા, તું કોણ છો? ચાલ્યો જા, નહિં તો ધક્કો લાગશે.

**કુબુદ્ધિ**—અરે રાંડ શંખણી! ઉલટો તું મને ધક્કો મારવાનું કહેછે!! અરે દુષ્ટ ધુતારી! શું તું આવી સ્વાર્થીજ છું!! અરે! હાય હાય!! તારા માટે મેં મારા પવિત્ર માતપિતાનો ત્યાગ કર્યો, લક્ષ્મી લુંટાવી, ઉજ્વળ કીર્ત્તિને માથે બટો બેસાર્યો, સ્નેહીઓને શત્રુ ગણ્યા, પ્રેમિલી પ્યારી મધુમુખીને તરછોડી નાખી, શું તેનું આ ફળ!!! અરે! હાયહાય!! ઓ દૈવ! ઓ દૈવ!! ઓ દૈવ!!! (મૂર્છા ખાઇ પડી જાયછે, ને થોડી વારે ઉભો થઈ) અરે પાપી પ્રપંચી રંડા, ચાર દિવસનો વિયોગ થતાં, વિષની પ્યાલી પિવા પ્રયત્ન કરતી તે શું સત્યા નહિં નહિં, તે ચંચળા ચરીત્રજ. અરે હાય હાય! તું આવી છું, એમ આગળથી જાણ્યું હોત, તો સ્વપ્નામાં પણ સ્નેહ સાંધત નહિં. ( અપશોષમાં ગમગીન થઈ).

**લલિત છંદ.**

અરર રાંડ આ શું થયું તને,
રઝળતો કર્યો હાય તેં મને;

પુરણ પાપણી નાર તું થઇ,
બહુ હતી પ્રિતી નાસિ ક્યાં ગઇ.
વિતતણી સગી, તું ખરી અરે,
નવ તને દયા આવી હાય રે;
અરિ અભાગણી તુજ માટે રે,
દુઃખ સહ્યાં ઘણાં, વાટ ઘાટ રે.
પ્રથમ બાપનું નામ બોળિયું,
કદિ નહિં મળે તેજ ખોળિયું;
ધન હતું બધું માહરૂં ખરે,
સરવ વાવરી આપિયું અરે.
સરમ છોડી મેં, માત તાતની,
શ્રવણુ ના ધરી વાત મીત્રની;
જિવ થકી તને પ્યારી મેં ગણી,
જરૂર માહરી આ દશા બણી.
વણિક દ્વાર મેં ચોરિ તો કરી;
તુરત મૂજને કેદ ત્યાં મળી.

**નગરનિવાસીઓ**—(કુબુદ્ધિને રડતો જોઇને).

**દોહરો.**

પરનારી પ્યારી ગણે, સમજી તેમાં સુખ;
પાછળથી પસ્તાય છે, દેખે જ્યારે દુઃખ.

**કુબુદ્ધિ**—(મનમાં) અરે! આમ અપશોષમાં અંજાઇ ગયો, દુઃખમાં ડુબી ગયો, તો પણ એ અભાગણીના કઠોર દિલમાં

દયા તો આવતીજ નથી!! અરે! હાયહાય શું સ્ત્રીઓ આવી સાવ સ્વાર્થીજ હશે? હરિ હરિ હરિ હરિ!

**નગ્ર નિવાસીઓ**—પ્રથમ પ્રપંચ ન જાણ્યા, તો પાછળથી પસ્તાવો કરે શું સરશે?

**કુબુદ્ધિ**—(મનમાં) આ લોકોનું કહેવું સત્ય છે. કેમકે આમ અપશોષ કરવાથી તો, ફોકટ ફજેતી છે. (એમ વિચારી ચાલી નીકળે છે, ને પાછળથી લોકો હુડે હુડે કરી ધુળની વૃષ્ટિ કરે છે. )

## ( નિષ્કાંત )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ વન.

કુબુદ્ધિ એકલો પાછળથી રંગલાલ.

**કુબુદ્ધિ**—(મનમાં) અરે! સરવ શક્તિમાન, સૃષ્ટિપાળ, પરમ દયાળુ પરમેશ્વર હવે!! હું ક્યાં જાઊં, ને શું કરૂં. અરે? આ વિકટ વનમ_વાઘ વરૂ ને ચિતરાના ચીક્કાર શબ્દો સાંભળી, મારૂં મન સ્થીર રહેતું નથી, તેમ ક્ષુધા અને ત્રષાથી સરીર શક્તિ હીન થઈ ગયું છે. અરે! આ સઘળું સંકટ એક નાલાયક નાયકાની સોબતથીજ થયું!! હાય હાય! હું ભૂલ્યો છઊંને. (ગાય છે. )

### રાગ માઢ.

સજન સુખને જો ચહો; તજો તમેં વ્યભિચાર—ટેક.
પર પ્રીયાની પ્રીતથી,

નર નરકે જનાર. તજો તમે૦ ૧
પર નારીની પ્રીતડી,
છે તે દુઃખની ખાણ;
પ્રથમ પ્રીત દેખાડશે,
પછીથી કરશે હાણ. તજો તમે૦ ૨
જાર કરમ કરનારનો,
કરે ન કોઇ ઈતબાર;
વાલા તે વેરી બને,
દિએ સહુ ફીટકાર, તજો તમે૦ ૩
જ્યાં લગી જર પાસે હશે,
ત્યાં લગી રાખશે પ્રીત;
જર ખુટયે પર નારીઓ,
કરશે ત્યાગ ખચીત. તજો તમે૦ ૪

**રંગલાલ**—અરે ! આવું રૂદન આ વિકટ વનને વિષે કોણ કરતું હશે !! ( પાસે આવીને ) અરે ! આ કુબુદ્ધિ તો નહિં હોય ? ! (સાવ પાંસે આવીને) કોણ, કુબુદ્ધિ ?

**કુબુદ્ધિ**—અરે ! તમેં આંહિં કયાંથી ?

**રંગલાલ**—કયાંથી શું ? તમને ગોતવા જ તો.

**કુબુધ્ધિ**—શું તમે મને ગોતવા આવ્યા છો ?

**રંગલાલ**—અરે ! હું તો ગોતી ગોતીને થાકયો. તમે કયાં હતા ?

( કુબુદ્ધિએ પોતાપર પડેલ વિપત્તીની વાત રંગલાલને કહી બતાવી તે સાંભળી. )

**રંગલાલ**-અહો મિત્ર! આપને માથે આવું દુઃખ પડયું?!

**કુબુધ્ધિ**—મિત્ર, મારે માથે આવેલ આફતો તો હુંજ સહુ.

**રંગલાલ**—હા, તે ખરૂં છે. પણ તે સઘળું વિસારી હવે ઘરે ચાલો.

**કુબુદ્ધિ**—અરે મિત્ર? હવે ઘરે આવી શું મોઢું બતાવું?? હવે તો આ ફાની દુનિઆનો ત્યાગ કરવો એજ સારૂં છે.

**રંગલાલ**—નહિં નહિ મિત્ર, એમ ગભરાવછો શ્યા માટે? દુનિઆમાં દરેક પ્રાણીને માથે દુઃખ અને સુખ વારા ફરતી આવતાંજ જાય છે; પણ સમજુ પુરૂષોએ આફતની વખતે ધીરજ રાખવી એજ યોગ્ય છે.

**કુબુધ્ધિ**—(મનમાં) આ રંગલાલને મેં ઘેર જવાની ના કહી (પણ તે છોડશે નહિં. (મોટેથી) ઠીક મીત્ર, તમો આવ્યા એટલે આવ્યા વિના છૂટકો નથી.

( કુબુદ્ધિ તથા રંગલાલ બન્નો ઘર તરફ જાય છે, ને ઘેર જઈ કુબુદ્ધિ પોતાના પવિત્ર માતપિતા પાસે માફી માગી, મળવાને આતુર થઈ રહેલી, મધુમુખીને પ્રેમાવેશે મળ્યો. )



# અવલથી ગ્રાહક થઇ આશ્રય આપનાર મહેરબાનોના મુબારક નામ.

---

### ધ્રાંગધરા.

૨૫ નેકનામદાર મહારાજા કુમાર શ્રી અજીતસિંહજી સાહેબ.
૫ કુમાર શ્રી ભવાનીસિંહજી.
૫ કુમાર શ્રી પરબતસિંહજી.
૫ કુમાર શ્રી ભભૂતસિંહજી.
૧૦ રા. રા. જમનાદાસ પોપટભાઇ.
૫ મિ. ડામર મનોરભાઈ.
૫ મિ. નથુ ફુલશંકર.
૪ વ્યાસ માણેકલાલ છગનલાલ.
૩ વ્યાસ રવીશંકર લીલાધર.
૩ દવે બાલકૃષ્ણ શીવશંકર.
૩ ભટ્ટ જગનનાથ મુળજી
૨ દવે કાનજી પ્રભાશંકર
૨ મહેતા ત્રીભોવન લલ્લુ
૨ ભટ્ટ કેશવલાલ રેવાશંકર
૧ વૈદ્ય હેમરાજ હરિભાઇ
૧ જોશી પ્રભાશંકર લાલજી
૧ મિ. સુંદર હરિભાઇ
૧ સોની જીવણ જુઠા
૧ જરીફ આણંદજી જીવણ
૧ ભટ્ટ આદીતરામ ઉમાશંકર
૧ ઠકર ચતુર કલ્યાણ
૧ શા કાળીદાસ દેવચંદ
૧ શા માણેકચંદ સાંકળચંદ
૧ વકીલ કાળીદાસ હરજીવન
૧ વકીલ ચતુર જુઠા
૨૫ રાજમાન રાજેશ્રી ઓધડલાલ લાધાભાઇ આ. પો. કમીશનર મારફત.
૧ રા. રા. ઓધડલાલ લાધાભાઇ
૧ ઝાલા દેસલજી પ્રતાપસિંગજી
૧ શા અમુલખ બેચર
૧ ત્રીભોવન નરભેરામ પોલીસ પટેલ
૧ સોમનાથ કલ્યાણજી „
૧ કાશીરામ ગોવિંદરામ „
૧ ચંદ્રસંગ પ્રતાપસિંગજી „
૧ વિઠલ મોનદાસ „
૧ ત્રીકમજી પુરૂષોતમ „
૧ ત્રીભોવન જલા „
૧ મુળશંકર રાજારામ „
૧ ગોરધન ગણેશ „
૧ છગન લક્ષ્મીચંદ „
૧ ત્રીકમ મેરાજ „
૧ વનમાળી ત્રીભોવન „
૧ રણછોડજી પ્રતાપસીંગજી „

૧ પીતાંમ્બર જગજીવન ,,
૧ મણીશંકર રેવાશંકર ,,
૧ ભાઈશંકર ઝુમખરામ ,,
૧ પુંજગાલ મેકરણ ,,
૧ હરજીવન નથુ ,,
૧ નથુ દાદા ,,
૧ છોટાલાલ ભોળાનાથ ,,
૧ હજુ માવજી ,,
૧ કોન્સટેબલ નુરા કાળુ
૧ મિ. ચકુ દુર્લભજી સ્પે. આ.
૧ ,, વનમાળી રાજારામ
૧ ,, ભુરાભાઇ માણેકચંદ
૧ ,, શ્યામજી હીરજી
૧ ,, ગોપાલ લહેરા
૧ ,, આત્મારામ હીરજી
૧ ,, હલુ ઠાકરશી
૧ મિ. વૃજલાલ પીતાંમ્બર
૧ ભટ ચત્રભુજ પ્રાણજીવણ
૧ લવજી ડાહ્યા
૧ શા. ટોકર ફુલચંદ
૧ ,, ભાયચંદ પુરૂશોતમ
૧ વૃજલાલ ગીરધર
૧ વોરા ભાઈચંદ ઝવેર
૧ વોરા ભોલા વીરપાળ
૧ પારેખ. નાનચંદ જેઠા
૧ ગાંધી. વીરપાળ છગન
૧ ગિ. નારણ આણંદજી

૧ વોરા. ગગા ઝવેર
૧ જોશી. ભાઇલાલ માવજી
૧ કડીઆ. ગગુ વાલજી
૧ પારેખ વલભચંદ ઝવેર
૧ મિ. મણીશંકર કલ્યાણજી
૧ ,, શંકરલાલ અંબારામ
૧ ,, હેતરામ ભૂખણ
૧ સોની. મોહન લીલાધર
૧ ગિ. અમૃતલાલ મેઘજી
૧ ગિ. હરનારાયણ સદાશીવ
૧ પાઠક. પ્રભાશંકર પુરૂષોતમ
૧ શા. લાલચંદ પુરૂષોતમ
૧ સંઘવી. રંગજી રાજપાળ
૧ પારેખ. ભગવાનજી હરજીવન
૧ ગિ. વૃજલાલ રામજી
૧ ,, પ્રભાશંકર કરસનજી
૧ ,, કેશવલાલ વલભરામ
૧ ,, નંદલાલ દયાશંકર
૧ જાની. પીતાંમ્બર જેકરસન
૧ ,, ત્રંબકલાલ મુળશંકર
૧ શા. ખીમચંદ જુઠા
૧ શોની. ખીમચંદ ઓઘા
૧ મિ. ઓઘડલાલ રામકૃષ્ણ
૧ સલાટ. જેઠા દેવશંકર
૧ મોપટ ગંગારામ
૧ મણીઆર. સવજી મોતી

### રાજકોટ.

૧ ભાઈ. મોરારજી દેવજી
૧ ,, દેવશી લાધાભાઈ
૧ ,, દામોદર લાધાભાઈ
૧ ,, રામજી દેવજી
૧ ,, ડાહ્યા દેવજી
૧ ,, ત્રીભોવન પ્રેમજી
૧ ,, રામજી રણછોડ
૧ ઠકર. તળસી સવજી

ઠકર. રણછોડલાલ ગીગાભાઇ મારફત.

૧ રા રા. માનશંકર ગણેશજી
૧ ,, ડાહ્યા હંસરાજ
૧ ,, રણછોડલાલ ગીગાભાઈ
૧ મિ. ઝીણા પુંજાભાઈ
૧ ,, પ્રભાશંકર કામેશ્વર
૧ ,, મગનલાલ સુંદરજી
૧ ,, પ્રેમજી ભીમજી
૧ ,, મકનજી ભવાન જોડીઆ
૧ ,, મુલચંદ જીવણ વીરપુર
૧ ,, સાંકળચંદ ફુલચંદ
૧ ,, પોપટ જાદા
૧ ,, ગોકળ હરી. માણેકવાડા

૯ મિ. દુર્લભજી જાદવજી મારફત
૧ ,, દુર્લભજી જાદવજી
૧ ,, મગનલાલ ઘેલાભાઇ
૧ ,, પ્રતાપરાય જટાશંકર
૧ ,, મણીશંકર વિશ્વનાથ
૧ ,, બલવંતરાય વિજેશંકર
૧ ,, ભુદરદાસ બહેચરદાસ
૧ ,, નરભેરામ જગજીવન
૧ ,, ભીમચંદ માણેકચંદ
૧ ,, જમનાદાસ કહાનજી

### સચીન.

૨૪ નેકનામદાર સી અબ્દુલ કાદરખાનજી નસરૂતજંગ બહાદુર નવાબ સાહેબ

### ઇડર.

૧૨ નેકનામદાર શ્રી મહારાજા ધીરાજા શ્રી સર કેસરીસિંહજી સાહેબ નાઇટ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એક્ઝાલ્ટેડ ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીઆ.

### વીરમગામ.

૧૨ મિ. મણીલાલ દલસુખરામ મારફત

૧ મિ. મણીલાલ દલસુખરામ
૨ રાવળ. જગનનાથ જેકૃષ્ણ
૧ પંચોળી ગોવિંદલાલ નારણજી
૧ પરી. ડાહ્યા ભુદર
૧ પરી. માણેકલાલ કરસનદાસ
૧ સોની. નરસીદાસ આત્મારામ
૧ સોની. ખોડીદાસ ખુશાલભાઇ
૧ વલ્લભદાસ મોહનલાલ
૧ ત્રવાડી. મોહનલાલ લીલાધર
૧ પરી બેચરભાઇ લલ્લુભાઈ
૧ પારેખ. શીવલાલ નારણજી

૧૧ રા. માણેકલાલ છગનલાલ મારફત.
૫ મિ. શંભુલાલ છગનલાલ
૧ મિ. દલસુખરામ ગોપાળજી
૧ દવે. ઉમેદરામ નંદલાલ
૧ શુકલ. હરિશંકર નરસીરામ
૧ ઠાકર. મુળશંકર રણછોડલાલ
૧ મિ. મગનલાલ દામોદર ખારાગોઢા.
૧ વ્યાસ. લીલાધર વલવરામ

**ધંધુકા.**

૧૧ રાવળ. મોહનલાલ ગણપતરામ મારફત.
૧ મિ. મોહનલાલ ગણપતરામ
૧ રા. લલ્લુભાઇ રણછોડદાસ આચારજ
૧ ,, તાપીશંકર કુબેરજી
૧ ,, પુરશોતમદાસ ભગવાનદાસ
૧ શા. લલ્લુભાઇ નાગરદાસ સે. રાષ્ટર
૧ શુકલ. ગવરીશંકર કાળીદાસ
૧ શુકલ. મગનલાલ નાનજી
૧ શા. ચુનીલાલ ભાણા
૧ ,, વૃજલાલ લલુભાઇ
૧ બેલાણી ભગવાન મોરારદાસ
૧ આચારજ શીવલાલ છગનલાલ

**માળીઆ.**

૧૬ રા. રા. મુળજી હંસરાજ મારફત.
૧ ઠકર માધવજી હંસરાજ
૨ ઠકર ઠાકરશી લવજી
૧ ભાઇશંકર હરીશંકર દવે
૧ મિ૦ પી૦ ડી૦
૧ ઠકર વશરામ મલ્લુ
૧ ઠકર ઠાકરશી ધનજી
૧ મોવર સાંધા માલા
૧ ખોજા કાસમ દામજી
૧ મોવર દેસળ રીણા
૧ દવે કમળાશંકર રેવાશંકર
૧ મલેક આલા નથુ
૧ ઉમર જીવા
૧ સાંઢણીસ્વાર અમીમીંઆ
૧ ઠકર જશરાજ જીવરાજ

**ધોલેરા બંદર.**

૧૦ ઠકર છગન ગલુ મારફત
૧ ઠકર છગન ગલુ
૧ દરબાર કનુભા હરિસીંગજી
૧ ઠકર રામજી વશરામ
૧ દોશી ગોવિંદજી ઝવેર
૧ દલાલ ઉજમશી ભાણજી
૧ લલ્લુભાઇ ઘેલાભાઇ
૧ પરી. મથુરદાસ ગીરધરદાસ
૧ જોશી જેઠા ઘેલા
૧ ઠકર ગીરધર લખા
૧ ખોજા દેવશી ધનજી

**ધોરાજી.**

૭ ઠકર કરસનજી ગોવરધન મારફત

૧ ઠકર કરસનજી ગોવરધન
૧ ઠકર રૂગનાથ મનજી
૧ ઠકર નરસી ભાણજી
૧ ઠકર દામોદર મુળજી
૧ મિ० મુળશંકર બાપુજી
૧ મિ० ફુલચંદ કાળીદાશ
૧ દવે હરખજી મકનજી

**જામનગર.**

૨૩ મિ. પ્રભાશંકર જગજીવન મારફત
૧ પ્રભાશંકર જગજીવન
૧ પુરૂષોતમ પ્રભાશંકર
૧ મેહેતા રેવાશંકર દયારામ
૧ મેહેતા ધીરજરામ દયારામ
૧ ગુસાંઇ કરસનગર મનોરગર
૧ ,, નારણગરજી મોનગર
૧ ઠકર ભના પુરૂષોતમ
૧ શેઠ મોનજી ધનજી
૧ ગુસાંઇ જવાલાભારથી નારણભારથી
૧ ખવાસ ભવાનલધુ
૨ મેમણ આમદ જમાલ
૧ કરસન રધા
૧ કોઠારી પ્રેમચંદ જસરાજ
૧ હાથી ફોજદાર દાદાભાઈ કૃતે હખાંજી
૧ જમાદાર જમાલ રાહમ
૧ ઠકર દામોદર હીરજી
૧ ખત્રી વાલજી મુળજી
૧ ,, લક્ષ્મીદાસ પ્રેમજી
૧ ગુસાંઈ આણદગરજી
૧ ખવાસ નથુ હીરજીભાઇ
૧ ખવાસ માવજી દેવાભાઇ
૧ વાઢેર ભોજરાજ બાપુભાઇ

**બજાણા.**

૧૪ ઠકર માધવજી લખુભાઇ મારફત
૨ ને. મલેકશ્રી નાથાજી સાહેબખાંનજી
૧ માધવજી લખુભાઈ
૧ ઠકર હરખા બેચર
૧ શા હઠીસંગ નગીનદાસ
૧ સોની ગગજી પુંજા
૧ ઠકર વિરજી વેલજી
૧ મકરાણી મ્હોબતખાંન સિંહમાલભાઇ
૧ ભગવાનજી લાલજી કચોળીઆ
૧ થોભણદાસ મોરાર,,
૧ શા દેવચંદ માધવજી,,
૧ ઠકર ભાણજી જસા ,,
૧ પા. લાલજી પીતાંમ્બર ,,
૧ મોદી અંબારામ ડાહ્યા
૧૬ ઠકર ભલાભાઈ ખીમજી મારફત
૧ ભલાભાઈ ખીમજી
૧ ભાઈચંદ મંગળજી
૧ ઝવેરી જેઠાલાલ તારાચંદ

૧ શા. અમૃતલાલ છગનલાલ
૧ શા. ઉમેદ લાલચંદ ઝેઝરી
૧ શા. મોતી અમીચંદ ,,
૧ મેતા હરજીવન જશરાજ પિંપળી
૧ સંઘવી લક્ષ્મીચંદ કાળીદાસ.
૧ ઠકર બેચર માધા માલવણ
૧ ઠકર છગન ત્રીકમ, સેડલા
૧ ઠકર છગન નારણ ,,
૧ ટ. ફો. ત્રીભોવન લાલચંદ કામલપર
૨ સદાશીવ ભગવાનજી મહેતાજી, બજાણા
૧ શીરાજ જીવરાજ ,,
૧ ટ. ફો. અમૃતલાલ લખાભાઈ મોટી મજીહી

**વઢવાણ સીવીલ સ્ટેશન.**

૧૨ રા. ભગવાનજી કેશવજી મારફત.
૨ ભગવાનજી કેશવજી
૧ વ્યાસ જગનનાથ અંબારામ
૧ કુમારશ્રી જશવંતસિંહ લાકી
૧ ,, ગુમાનસિંહજી રાજપુરા
૧ સુરજમલ અંકેવાળીઆ
૧ ,, ખોડા ખવડ સુદામડા
૧ ,, ભારતસિંહજી છોટા ઉદેપુર.
૧ ,, ખુમાનસિંહજી મોટા ઉદેપુર
૧ ,, હીમતસિંહજી છોટા ઉદેપુર
૧ વ્યાસ પ્રભુરામ રૂગનાથજી
૧ પંડ્યા જટાશંકર ભગવાનજી

૧૪ રા. લલ્લુભાઈ મોતીરામ મારફત.
૨ લલ્લુ મોતીરામ કોચીંગ કલાર્ક મોરબી રેલવે
૨ રા. ડીરચંદ દામોદરભાઈ ગાર્ડ મોરબી રેલવે
૨ રા. હરી ચીમનાજી સ્ટેશન માસ્તર
૨ શા મોતીલાલ કસળચંદ આસી. ફોરેસ્ટ. સુપ્રીમો.
૧ રા. ગોકળજી બાપુજી વહીવટદાર વાંકાનેર
૧ મનસુખલાલ તારાચંદ સીગનેલર મો. રે. વઢવાણ કાંપ
૧ ગવરીશંકર લક્ષ્મીશંકર ગાર્ડ મો. રે.
૨ ગજાનંદ ગોપાલજી ઓવરશીયર
૧ ઉજમશી જેઠાભાઈ હેડ કલાર્ક

**૫ વવાણીઆ બંદર.**

રા. રા. રેવાશંકરભાઈ હીરાચંદભાઇ મારફત.
૧ રેવાશંકર હીરાચંદભાઈ ઉ. થા.
૧ પ્રાણજીવન મકનજી ઉ. થાકા.
૧ ઓધવજી પુરૂષોતમ વ્યાસ
૧ ઠકર મુળચંદ હંસરાજ

૧ દેસાઈ પોષટ મનજી મુળી.
૧ રા. રા. ઓધવજીભાઇ ઘેલાભાઇ

## નાંદોદ.

૨૨ મહારાણાશ્રી છત્રસિંહજી મા.
૧૦ મહારાણાશ્રી છત્રસિંહજી
૧ મહારાણાશ્રી રામસિંહજી
૧ હીમતરામ લલ્લુભાઇ
૧ માણેકલાલ ભગુભાઈ
૧ માણેકલાલ પ્રભુદાસ
૧ ઇનાર આજમ દફેદાર
૧ મોકમ નાગજી
૧ નારસીંગ ભગવાન
૧ વજા કુબેર દરજી
૧ દેસાઇ ધોળીદાસ કરસનદાસ
૧ મોલદાર કાભાઈ કહરસીંગ
૧ દસોંદી ભગવાનસીંગ દલુસીંગ
૧ ધનેશ્વર ભુલાભાઇ

## બાવળી.

૪ મેહેતાજી હરીલાલ ક્રીપાશંકર મારફત.
૧ રાણાશ્રી હરભમજી સરદારસીંગજી
૧ રાણાશ્રી માધવસીંગ ભાવસીંગ
૧ મહેતાજી હરીલાલ ક્રીપાશંકર
૧ મિ૦ મગનલાલ હરિભાઇ

## વિરપુર.

૪ નેક. નામદાર ખુદાવીંદ ઠાકોર સાહેબશ્રી સુરસિંહજી સાહેબ

## સાયલા.

૪ રા. રા. માણેકચંદભાઈ તુળશીભાઇ કામદાર

## હળવદ.

૮ રા.જમીયતરામ દેવશંકર મારફત.
૧ જમીયતરામ દેવશંકર વી. મા.
૧ જાની હરીશંકર દેવશંકર
૧ મોતી અલી પો. ૫.
૧ મિ.કસ્તુર ટોકર ન્યા.કો.કલાર્ક.
૧ મી. કાનજી ચકુ ર. કા.
૧ ગાંધી રાજપાળ મોતી
૧ વોરા ન્યાલચંદ જીવરાજ
૧ કેશવલાલ ગીરજાશંકર આચારજ

## કચ્છ મુદ્રા.

૯ રા. રા. કેશવલાલ પીતાંબર મારફત.
૨ રા. રા. કેશવલાલ પીતાંબર
૧ ઠકર. ભવાનજી કલ્યાણજી
૧ ઠકર. લધુ કાનજી
૧ શીવશંકર પ્રભુજી ધોલકીઆ
૧ મુરારજી રૂગનાથજી
૧ ઠકર લીલાધર હરીદાસ
૧ શેઠ. પ્રેમજી
૧ મેતા. પ્રભુજી હીરાચંદ

**અમદાવાદ.**

૭ મિ. મણીલાલ અંબાલાલ મા.
૧ મિ. મણીલાલ અંબાલાલ
૧ મિ. જમીયતરામ જેશંકર
૧ શ્રીજભુખણદાસ દામોદરદાસ
૧ મિ. ટોકરશી લાલજી
૧ શા. કેશવલાલ હરજીવન
૧ ખત્રી રણછોડદાસ નરસીદાસ
૧ દામોદર જીવરામ

**બાબરા.**

૧ લાયબ્રેરીના સેક્રેટરી
૧ કામદાર ભીમજી ગોવિંદરામ
૧ રાજેશ્રી અમૃતલાલ શંકર
૧ ,, રામકૃષ્ણ ગણપતરામ
૧ ભીમજી પોપટ



## જાહેર ખબર.

—0—

પુસ્તક જે સાહેબોને લેવા ખુશી હોય તેઓએ
ામેથી મંગાવવું. સામટી મંગાવનારને કિફા-
આવશે તે બાબત ખુલાસો પત્રદ્વારાએ કર-
ાગળ લેવામાં આવશે નહિં.

લી. શેવક.

ઠકર સુંદરજી પુંજાભાઇ.

ધ્રાંગધરા.

